# દેશી સંગીતની પધ્ધતિ.



ઉંચા સંગીતનો પધ્ધતસર અભ્યાસ કરનારાંને

માટે

શરૂઆતથી છેવટ સુધીની શાસ્ત્ર પ્રમાણે સર્વે માહીતી.



લખનાર,

મીસીસ. ખોરશેદ તી. મુલ્લાં.



ઇ૦ સ૦ ૧૯૩૦.



પહેલી આવૃતિ.





કીંમત રૂપ્યો એક.



શ્રીયુત પંડીત વીષ્ણુ નારાયણ ભાટખંડે,

બી. એ., એલ એલ. બી.,



# અર્પણ પત્રીકા.



હીંદુસ્તાની સંગીતને ફરી સજીવન કરીને તેને આજની ઉંચ
સ્થીતિએ પહોંચાડનાર, સંગીતની દુન્યામાં સુવિખ્યાતિ પામીને
એકે અવાજે વખાણાયલા હમારા માનવંત ગુરૂજી,

**પંડીત વી. એન. ભાતખંડે, B. A., LL. B.**

ને,

અતિ માન અને આભારની લાગણી સહિત આ પુસ્તક
અર્પણ કરવાની રજા લઉં છું.



# દીબાચો.

"Music is God's best gift to man; the only art of heaven given to earth, and the only art of earth we take to heaven."

હાલમા આપણામા દેશી સંગીત શીખવાનો શોખ ઘણો વધ્યો છે, તેવે સમયે સંગીતની થીયરીની આ ચોપડી સર્વેને બહુ ઉપયોગી થઇ પડશે.

આપણા પારસીઓમાં સાધારણ ગાવા વગાડવાનો શોખ તો ઘણો હોય છે, પણ ખરૂં ઉંચું, શાસ્ત્રીય સંગીત શીખવાનો, ને તેની થીયરીનો અભ્યસ કરવાનો શોખ ઝાઝા જનો ધરાવતા નથી, પણ અહીંજ તેઓની ભુલ છે. સંગીત જેવો એક નામાંચો હુન્નર કે જેને એકલાનેજ ખુદાઇ હુન્નરની ઉપમા મળી છે, તેવો એક મહાન હુન્નર જો શીખવોજ હોય તો તે માત્ર ઉપર ટપકેથી નહિ, પણ બરાબર પધ્ધતસર, ને ઉંડાણથી અભ્યાસ કરીનેજ શીખવો જોઇયે. જેમ આપણે કોઇપણ એક ભાષા શીખ્યે છીએ, તો તેના વ્યાકરણનો અભ્યાસ કીધા વગર તેભાષા ઉત્તમ આવડતી નથી, તેજ પ્રમાણે સંગીત પણ એક સૌથી ઉત્તમ ભાષાજ છે, ને તેની થીયરી તે તેનું વ્યાકરણ જાણવું. માટે થીયરીનો પકકે પાયે અભ્યાસ કીધા વગર ખાલી ગાનુ શીખવાથી કાંઇ સંગીતમાં પ્રવીણ થવાતું નથી.

આ ચોપડીમાં સંગીતની સંપૂર્ણ થીયરી ઘણી સરળ અને સાદી ભાષામાં સમજાવવામાં આવી છે. એમાં ગીતો આપવાની જરૂર ધારી નથી કારણ કે લગભગ સઘળા પ્રસીધ્ધ ઉસ્તાદી ગાયનો, પંડીત ભાતખંડેની કીંમતી ચોપડી, નામે ક્રમીક પુસ્તક માલીકા, જે ચાર ભાગમાં પ્રગટ થઈ છે, તેમાં આવી ગયાં છે.

પૂરાણી "ગાયન ઉત્તેજક મંડળી" જેને વરસો અગાઉ સારા હીંદુસ્થાની સંગીતનો ફેલાવો કરવામાં આગેવાન ભાગ લીધો હતો, અને જે મંડળી હસ્તક બાનુઓ માટે એક કલાસ, પંડીત વી. એન ભાતખંડે B. A. L. L. B. ની જાતી દેખરેખને શીક્ષણ હેથળ આજ ૧૮ વરસ થયાં ચાલુ રાખવામાં આવ્યો છે, તેજ કલાસમાં આ પુસ્તકના કર્તા બહેન ખોરશેદ તેહમુરસ્પ મુલ્લાં વરસો થયાં જુદા જુદા ઉસ્તાદોના હાથ હેથળ તાલીમ લેતાં આવ્યાં છે, અને તે કલાસના સારાં શીક્ષણના પરીણામે આજે એવણ આ પુસ્તક લખવાને સ્માર્થવાન થયાં છે, તે જોઇ મને ઘણી ખુશાલી લાગે છે.

આ બહેને આ પુસ્તક લખવામા પોતાની ફુરસદના વખતનો ઉપયોગ બહુ સારી રીતે કર્યો છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમની આ પહેલી કોશેશમાં પુરતું ઉત્તેજન અને ફતેહ મળે એવી આશા રાખું છું.

**જરબાઇ દોરાબજી અવારયા.**
ઓનરરી સેક્રેટરી,
**"ગાયન ઉત્તેજક મંડળી."**

# સાંકળીઉં.

# દેશી સંગીત.

## પ્રકરણ ૧ લું.

## સ્વર-જ્ઞાન.

### "સંગીત" શબ્દનો અર્થ.

ગાવું, વગાડવું અને નાચવું એ ત્રણ કળાઓનું એકત્ર નામ સંગીત છે, અર્થાત "સંગીત" શબ્દમાં એ ત્રણે કળાઓનો સમાવેશ થાય છે. એ ત્રણે કળાઓમાં ગાયનકળાનેજ વધારે મહત્વ આપેલું હોવાથી સાધારણ રીતે લોકો તેનેજ સંગીત કહે છે.

### દક્ષિણ અને ઉત્તર પધ્ધતિ.

આપણી સંગીતની પધ્ધતિને હીંદુસ્તાની સંગીત પધ્ધતિ કહે છે, તેથી તેજ પધ્ધતિ આખા દેશમાં ચાલે છે, એવું સમજશો નહિ. સંગીત દ્રષ્ટીએ આપણા દેશના સગવડ ભર્યા બે ભાગ કરી શકાય છે. એક ઉત્તર ને બીજો દક્ષીણ. દક્ષીણ ભાગ તે મદ્રાસ ઈલાકો જાણવો, ને બાકીનો બધો દેશ તે ઉત્તર ભાગ સમજવો. દક્ષીણ તરફ કર્ણાટકી પધ્ધતિ ચાલે છે, જે આપણી પધ્ધતિથી જૂદી છે; જ્યારે તે સિવાયના સર્વે ઠેકાણે આપણીજ પધ્ધતિ ચાલે છે, ને તેથી તેને હીંદુસ્તાની સંગીત પધ્ધતિ કહે છે.

### નાદ.

સંગીતને અવાજ સાથે સંબંધ હોય છે. અવાજ બે પ્રકારના છે. જે અવાજ સંગીતમાં ઉપયોગી હોય તેને નાદ કહે છે, ને જે અવાજ સંગીતમાં નહિ ખપ આવે તેને ઘોંઘાટ કહે છે, જેમકે એક લાકડાંના ટુકડાને બીજા લાકડાં સાથે અફાલવાથી જે અવાજ થાય તે વગેરે. અત્રે આપણે પહેલા પ્રકારના અવાજ-યાને નાદનોજ વિચાર કરનાર છીએ.

### સ્વર.

સંગીતોપયોગી નાદને સ્વર કહેવામાં આવે છે. સંગીતમાં ૭ સ્વરો હોય છે, તેઓના નામો નીચે મુજબ છે. ષડ્જ, રેખબ, ગંધાર, મધ્યમ, પંચમ ધૈવત ને નિષાદ. આ નામો બહુ લાંબા હોવાથી તેઓને ટુંકમાં સારેગમપધની કહેવામાં આવે છે.

## શુધ્ધ અને વિકૃત સ્વરો.

સારેગમપધની એ સાત શુધ્ધ સ્વરો કહેવાય છે. એમાંથી રેગમધની એ પાંચ સ્વરો વિકૃત થઈ શકે છે, યાને ચેન્જ થઈ શકે છે. વિકૃત એટલે પોતાની જગાપરથી ખસેલા. રેગધની એ ચાર સ્વરો કોમળ થાય છે, યાને શુધ્ધ રેગધનીથી નીચા થાય છે, જ્યારે મં તીવ્ર થાય છે, યાને શુધ્ધ મ થી ઉંચો થાય છે. સા અને પ એ બે સ્વરો કદીપણ વિકૃત થતા નથી, તેથી તેઓને અચળ યાને કાયમ સ્વરો કહે છે. શુધ્ધ અને વિકૃત સ્વરો દીલરૂબાના પડદા જોવાથી બરાબર ધ્યાનમા આવશે. વળી એટલું યાદ રાખવું કે આપણા લોકો શુધ્ધ સ્વરોનેજ તીવ્ર સ્વરો કહે છે, ને શુધ્ધ મ ને કોઈ કોમળ મ પણ કહે છે. એવી રીતે સાત શુધ ને પાંચ વિકૃત મળીને ૧૨ સ્વરો થયા.

## સપ્તક.

સાત સ્વરોના સમુદાયને સપ્તક કહે છે. સપ્તક ત્રણ છે,—મંદ્ર, મધ્ય ને તાર. જે સપ્તકમાં ઘણા નીચા સુરો હોય તે મંદ્ર યાને ખરજનો સપ્તક, જેમાં મધ્યમ સરના વચલા સુર હોય તે મધ્ય સપ્તક, ને જેમાં મધ્ય કરતાં ઉંચા સ્વરો હોય તે તાર અથવા ટીપનો સપ્તક કહેવાય છે.

## આરોહી અવરોહી.

નીચેથી ગાતાં ગાતાં ઉપર જવું તેને આરોહી કહે છે—જેમ કે સારેગમપધનીસાં ને ઉપરથી ગાતાં ગાતાં નીચે જવું તેને અવરોહી કહે છે—જેમકે સાંનીધપમગરેસા.

## મીંડ.

એક સ્વરપરથી બીજા સ્વરપર અવાજ તોડયા વગર ખેંચવું, તેને મીંડ કહે છે, જેમકે પ રે એમાં પ થી રે સુધી અવાજ તોડયા વગર ખેંચવું, જેમ કરતાં વચમાં મગ પણ ગુપ્ત રીતે લાગી જશે. મીંડની બધી ખુબી વચમાં અવાજ નહિ તોડવામાં છે.

## વાદી સંવાદી, વગેરે.

જે રાગમાં જે એક સ્વર ઘણો મુખ્ય યાને અગત્યનો હોય, તે, તે રાગનો વાદી કહેવાય છે. આ વાદીપર દરેક રાગનો બધો આધાર રહે છે, માટે દરેક રાગ શીખતી વખતે તેનો વાદી જાણવો અવસ્યનો છે. એને કોઈ પ્રધાન સ્વર પણ કહે છે.

વાદીથી ઓછી મહત્વનો પણ બીજા સ્વરોથી વધારે મહત્વતા ધરાવતો સ્વર, તે સંવાદી કહેવાય છે. એને વાદીનો મદદગાર કહ્યો છે. વાદીથી સંવાદી ઘણું કરીને પાંચમો સ્વર હોય છે, જેમકે ગ વાદી તો ની સંવાદી. પણ જો ની તે રાગમાં વર્જ હોય, તો પછી ચોથો સ્વર ધૈવત વાદી થઈ શકે છે.

વાદી અને સંવાદી સીવાયના રાગમાં આવતા બાકીના બીજા બધા સ્વરો અનુવાદી કહેવાય છે.

જે રાગમાં જે સ્વર નહિ લેવાનો હોય, તે, તે રાગનો વિવાદી કહેવાય છે. વિવાદી સ્વર, રાગનો દુશ્મન કહેવાય છે, કેમકે જો ભૂલથી રાગમાં વિવાદી સ્વર લાગી જાય, તો રાગ બગડી જાય છે, ને ગાનાર મૂર્ખ ઠરે છે. પણ વળી કેટલાક કુશળ ગવૈયાઓ જાણી જોઇને મોટી ખુબીથી વિવાદી સ્વર રાગમાં આણે છે, ત્યારે તે ઘણું શોભે છે. પણ તેમ કરવા માટે લાંબા વખતની પ્રેકટીસ તથા સારૂં જ્ઞાન જોઇએ.

## વક્ર, વર્જ, વગેરે.

કોઇ સ્વર વક્ર કરવો એટલે સીધો આરોહ યા અવરોહ ન કરતાં તેની આગળનો સ્વર ને પાછળનો સ્વર લઇને ગાવું—જેમકે અવરોહમાં જો ગ વક્ર હોય તો ગરેસા એમ ન કરતાં ગમરેસા કરવું, તેમજ આરોહમાં જો ની વક્ર હોય, તો ધનીસાં ન કરતાં નીધસાં કરવું.

સ્વર વર્જ કરવો એટલે કાઢી નાખવો. જેમકે સોહનીમાં પ વર્જ કરવો, એટલે તે રાગમાં પ નહિ લેવો.

અમુક રાગમાં અમુક સ્વર દુર્બલ હોય, એટલે તે ઘણોજ થોડો—નહિ જેવો લેવો.

## ગમક.

સુર કમ્પનનું નામ ગમક છે. અમુક સ્વરને કંમ્પન આપવું યાને ધ્રુજાવવું તેનેજ ગમક કહે છે. ચોક્કસ રાગોમાં યોગ્ય ઠેકાણે ગમકથી રાગની શોભા વધે છે.

## ગ્રહ, ન્યાસ ને અંશ.

અસલના સંસ્કૃત ગ્રંથોમાં એવો નિયમ છે કે દરેક રાગ એક ચોકકસ સ્વર પરથીજ શરૂ થાય, ને તે અમુક સ્વર પરજ પુરો થવો જોઇયે. જે સ્વરથી રાગ શરૂ થાય તે ગ્રહ, ને જે સ્વરપર રાગ પુરો થાય તેને ન્યાસ સ્વર કહે છે. પણ આ નિયમ પ્રમાણે હવે કોઈ ગાતું નથી. એ નિયમ અસલ પળાતો

હશે, પણ હાલમાં પ્રચારમાં તો આપણે જોઇયે છીયે કે ગમે તે સ્વરથી રાગ શરૂ કરીને ગમે તે સ્વરપર પુરો કરે છે.

અંશ એટલે વાદી સ્વર જાણવો. વાદીનુ મહત્વ અસલના જેવુંજ હાલમાં પણ છે, કેમકે તેનીપર તો રાગનો બધો આધાર રહે છે.

## શ્રુતિ.

સ્વરોની વચમાં જે અતિ સૂક્ષ્મ ભાગ હોય છે, તેને શ્રુતિ કહે છે. જે સંગીતોપ્યોગી નાદ, કાનથી સ્પષ્ટ ઓળખી શકાય, તે શ્રુતિ જાણવી. એક સપ્તકમાં શ્રુતિઓ બાવીસ છે. આ બાવીસ શ્રુતિમાં આપણા બાર સ્વર પણ સમાઈ જાય છે, તે જૂદું કહેવાની જરૂર નથી. બાવીસ શ્રુતિના નામો આ પ્રમાણે છે. તીવ્રા, કુમુદ્રતી, મંદા, છંદોવતી, દયાવંતી, રંજની, રક્તિકા, રૌદ્રી, ક્રોધી, વજ્રકા, પ્રસારીણી, પ્રીતી, માર્જની, ક્ષીતી, રકતા, સંદીપીની, આલાપીની, મંદતી, રોહીની, રમ્યા, ઉગ્રા, ક્ષોભીણી.

સાત સ્વરોમાં બાવીસ શ્રુતિઓ એકસરખી રીતે વહેંચાયલી નથી, પણ વધતી ઓછી આવે છે. તમો દીલરૂબા યા સીતારના પડદા તરફ જોશો તો જણાશે કે સા અને રે વચ્ચે જેટલો તફાવત છે, તેટલો ગ અને મ વચ્ચે નથી. તેથીજ, સ્વરો વચ્ચેના વધતા ઓછા તફાવતને લીધેજ શ્રુતિઓ પણ ઓછી વધતી રીતે સ્વરોમા વહેંચાયલી છે, ને તે આ પ્રમાણે છે "સા મપ"ની ચાર ચાર, "રેધ"ની ત્રણ ત્રણ, ને "ગની"ની બે બે શ્રુતિઓ છે.

પ્રાચીન સંગીત શાસ્ત્રોમાં જે રીતે શ્રુતિઓ લખેલી છે, તે રીતે હાલમાં વપડાતી નથી. કારણ કે આપણા શુદ્ધ અને વિકૃત સ્વરો પ્રાચીન ગ્રંથોના શુદ્ધ ને વિકૃત સ્વરોથી જૂદા પડી ગયા છે. પ્રાચીન શાસ્ત્રોમાં સેવટની શ્રુતિપર સ્વરો માંડેલા છે, યાને ૪, ૭, ૯, ૧૩, ૧૭, ૨૦, ૨૨, મી શ્રુતિપર સારેગમપધની માંડેલા હોય છે, જ્યારે હાલ પ્રચારમાં એથી ઉલટી રીતે યાને પહેલી શ્રુતિઓપર સ્વર માંડવામાં આવેછે, જેમ કે—૧, ૫, ૮, ૧૦, ૧૪, ૧૮, ને ૨૧ મી શ્રુતિઓપર સારેગમપધની આવે છે, જે દીલરૂબા યા સીતારના પડદાપર ખુલ્લું દીસે છે. એ બાબત વધારે ખોલાસાથી સમજણ પડે એટલા માટે પ્રાચીન ગ્રંથ પ્રમાણેની શ્રુતિઓ ને હાલની શ્રુતિઓનું કોષ્ટક નીચે લખ્યું છે, જે ધ્યાનથી જોવાથી તુરત સમજ પડી જશે.

| પ્રાચીન ગ્રંથ પ્રમાણે. | હાલની રીત પ્રમાણે. |
|---|---|
| ૧—તીવ્રા | ૧—તીવ્રા=સા |
| ૨—કુમુદ્વતી | ૨—કુમુદ્વતી |
| ૩—મુંદા | ૨—મંદા |
| ૪—છંદોવતી=સા | ૪—છંદોવતી |
| ૫—દયાવંતી | ૫—દયાવંતી=રે |
| ૬—રંજની | ૬—રંજની |
| ૭ રક્તિકા=રે | ૭—રક્તિકા |
| ૮—રૌદ્રી | ૮—રૌદ્રી=ગ |
| ૯—ક્રોધી=ગ | ૯—ક્રોધી |
| ૧૦—વજ્રીકા | ૧૦—વજ્રીકા=મ |
| ૧૧—પ્રસારીણી | ૧૧—પ્રસારીણી |
| ૧૨—પ્રીંતી | ૧૨—પ્રીતી |
| ૧૩—માર્જની=મ | ૧૩—માર્જની |
| ૧૪—ક્ષીતી | ૧૪—ક્ષીતી=પ |
| ૧૫—રક્તા | ૧૫—રક્તા |
| ૧૬—સંદીપીની | ૧૬—સંદીપીની |
| ૧૭—આળાપીની=પ | ૧૭—આલાપીની |
| ૧૮—મંદતી | ૧૮—મંદતી=ધ |
| ૧૯—રોહીણી | ૧૯—રોહીણી |
| ૨૦—રમ્યા=ધ | ૨૦—રમ્યા |
| ૨૧—ઉગ્રા | ૨૧—ઉગ્રા=ની |
| ૨૨—ક્ષોભીણી=ની | ૨૨—ક્ષોભીણી |

શરૂઆતના શીખનારે લાંબો અભ્યાસ કર્યા આગમજ—ને સ્વર-જ્ઞાન તદન પકકું કરવા આગમજ શ્રુતિ વિષેની ભાંજગડમાં પડવું નહિ પણ બાર સ્વરોનુંજ પકકું જ્ઞાન ને માહીતી મેળવવી, ને પછીજ શ્રુતિ જેવી બાબદોનો અભ્યાસ કરવો.

## સ્વર અલંકાર.

ચોક્કસ ઓરડરમાં ગોઠવેલા સ્વરોને અલંકાર કહે છે. કોઇ એને પલટા પણ કહે છે. નવા શીખનારે શરૂઆતમાં પહેલ્લાં નીચે આપેલા થોડાક શુધ્ધ

સ્વરોના પલટા મોઢે કરીને તે પર ખુબ પ્રેકટીસ કરવી, કે જેથી ગળું પણ સુધરશે, ને સ્વરોની બરાબર ઓળખ પણ થશે. એ પલટા પહેલાં સ્વરોના નામ બોલીને ગાવા, ને તે મોઢે થવા પછી આકારથી યાને આઆઆ કરીને ગાવું.

૧ સારેગમપધનીસાં—સાંનીધપમગરેસા.

૨ સાગ, રેમ, ગપ, મધ, પની, ધસાં—સાંધ, નીપ, ધમ, પગ, મરે, ગસા.

૩ સારેગ, રેગમ, ગમપ, મપધ, પધની, ધનીસાં,
સાંનીધ, નીધપ, ધપમ, પમગ, મગરે. ગરેસા.

૪ સારેગમ, રેગમપ, ગમપધ, મપધની, પધનીસાં—
સાંનીધપ, નીધપમ, ધપમગ, પમગરે, મગરેસા.

૫ સારેગમપ, રેગમપધ, ગમપધની, મપધનીસાં—
સાંનીધપમ, નીધપમગ, ધપમગરે, પમગરેસા.

૬ રેસા, ગરે, મગ, પમ, ધપ, નીધ, સાંની, રેંસાં—
સાંરેં, નીસાં, ધની, પધ, મપ, ગમ, રેગ, સારે, નીસા.

૭ સારેગરેસારેગ, રેગમગરેગમ, ગમપમગમપ, મપધપમપધ, પધનીધપધની, ધનીસાનીધનીસાં—સાંનીધનીસાંનીધ, નીધપધનીધપ, ધપમપધપમ, પમગમપમગ, મગરેગમગરે, ગરેસારેગરેસા.

૮ સારેસારેગ, રેગરેગમ, ગમગમપ, મપમપધ, પધપધની, ધનીધનીસાં—
સાંનીસાંનીધ, નીધનીધપ, ધપધપમ, પમપમગ, મગમગરે, ગરેગરેસા.

૯ સા
સા રે સા
સા રે ગ રે સા
સા રે ગ મ ગ રે સા
સા રે ગ મ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની સા ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની સાં રેં સાં ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની સાં રેં ગં રેં સાં ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની સાં રેં ગં મં ગં રેં સાં ની ધ પ મ ગ રે સા

આ છેલ્લો પલટો સ્વરથી અને આકારથી ઉલટો અને સુલટો ખુબ ગાવો, કે જેથી અવાજ સુધરશે. આ સર્વે પલટા શરૂઆતના શીખનારને પ્રેકટીસ કરવા માટેજ છે.

---

## પ્રકરણ ૨ જું.

## રાગ–જ્ઞાન.

### માર્ગ અને દેશી સંગીત.

માર્ગ અને દેશી, એવા સંગીતના બે ભેદ છે. માર્ગ સંગીત બહુ બહુ પ્રાચીન કાળમાં હસ્તીમાં હતું, ને તે અતિ કડક સંસ્કૃત નિયમોથી બાંધેલું હતું. હાલમાં માર્ગ સંગીત કેડે પણ હસ્તીમાં છેજ નહિ, ને હાલમાં જે આખા દેશમાં ગવાય છે, તે બધું દેશી સંગીતજ છે. ઘણા કડક નિયમોથી ન બાંધતાં જનરૂચીને અનુસરતું ને સર્વેના મન રંજન કરે તેવું જે સંગીત પાછળથી હસ્તીમાં આવ્યું, તે દેશી સંગીત કહેવાય છે. આપણું સંગીત પણ દેશીજ છે, તે જૂદું કહેવાની જરૂર નથી.

### થાટ.

થાટ, એ રાગોનું ઉત્પતી સ્થાન કહેવાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે મેલ અથવા થાટ એટલે સ્વરોની એક એવી રચના કે જેમાંથી રાગો ઉત્પન્ન થઈ શકે. શુદ્ધ યા વિકૃત કે.ઇપણ ૭ સ્વરો ક્રમેથી ઉચારશો કે એક થાટ થશે. જેમકે સારેગમપધની આ સાત શુધ્ધ સ્વરો ક્રમેથી ઉચ્ચાર્યા કે બીલાવલ નામનો એક થાટ થયો. એમાં એકાદ સ્વર વિકૃત કર્યો કે બીજો થાટ થયો. એ પ્રમાણે ૧૨ સ્વરોમાંથી ૭૨ થાટ થઇ શકે છે.

હવે એ ૧૨ સ્વરોમાંથી ૭૨ થાટ કેવી રીતે ઉતપન થઇ શકે, તે આપણે જોઇએ. આપણા ૧૨ સ્વરો નીચે પ્રમાણે ઓરડરમાં આવે છે.

સા રે રે ગ ગ મ મં પ ધ ધ ની ની

એ ૧૨) સ્વરોમાંથી દરેક વખતે જુદા જુદા ૭ સ્વરો ક્રમેથી લઇને થાટ રચવા છે. હવે સગવડને ખાતર ઉપલા ૧૨ સ્વરોમાંથી તીવ્ર મધ્યમને કહાડી નાખીને આપણે થોડોવાર બાજુ મુકીશું, ને તેને બદલે તાર સાં જોડીને ૧૨ સ્વરો પુરા કરીશું. તે આ પ્રમાણે થશે.

સા રે રે ગ ગ મ પ ધ ધ ની ની સાં

ઉપર મુજબ ૧૨) સ્વરો ગોઠવીને આપણે તેના બે સરખા ભાગ કરીશું, ને તેમાંનો પહેલો અરધો ભાગ એટલે સારેરેગગમ એ છ સ્વરોમાંથી ૬ મેલાર્ધ (આર્ધા મેલ) નીચે મૂજબ થશે.

સા રે રે મ
સા રે ગ મ
સા રે ગ મ
સા રે ગ મ
સા રે ગ મ
સા ગ ગ મ

ઉપર પ્રમાણે છ પુર્વ મેલાર્ધ (મેલનો પહેલો અરધો ભાગ) થયા. તેજ મુજબ બીજા અર્ધા ભાગ પધધનીનીસાં માંથી પણ ૬ મેલાર્ધ નીચે મુજબ નીકળશે, જેને આપણે ઉત્તર મેલાર્ધ કહીશું.

પ ધ ધ સાં
પ ધ ની સાં
પ ધ ની સાં
પ ધ ની સાં
પ ધ ની સાં
પ ની ની સાં

હવે સંપુર્ણ મેલ ઉત્પન્ન કરવા માટે ૬ પુર્વ મેલાર્ધને ૬ ઉત્તર મેલાર્ધ સાથે જોડી દેવા; તે એવી રીતે કે એકક[૧] પુર્વ મેલાર્ધ સાથે ૬, ઉત્તર મેલાર્ધ[૨] નીચલી રીત પ્રમાણે જોડવા.

સા રે રે મ પ ધ ધ સાં
સા રે રે મ પ ધ ની સાં
સા રે રે મ પ ધ ની સાં
સા રે રે મ પ ધ ની સાં
સા રે રે મ પ ધ ની સાં
સા રે રે મ પ ની ની સાં

પુર્વ મેલાર્ધ પણ ૬ હોવાથી તે દરેકને એવી રીતે ૬ વખત ૬ ઉત્તર મેલાર્ધ સાથે જોડવાથી ૬×૬=૩૬ સંપુર્ણ થાટ થશે. હવે એ સર્વે થાટમાં

મ તો શુધ્ધજ આવે છે. ત્યારે હવે એ શુધ્ધ મ કહાડી નાખીને તેને જગે તીવ્ર મધ્યમ—જે આપણે પહેલાં કાઢી લઇને બાજુ રહેવા દીધો હતો, તે મુકો, એટલે બીજા ૩૬ થાટ ઉત્પન્ન થયા. એવી રીતે બધા મળીને ૩૬+૩૬=૭૨ થાટ થયા. ગણીત દ્રષ્ટીએ જોતાં ૧૨ સ્વરમાંથી જો કે ઉપર મુજબ ૭૨ થાટ ઉત્પન્ન થઇ શકે છે, પણ તે બધા થાટ કાંઇ હાલમાં ઉપયોગમાં આવતા નથી. આપણી પધ્ધતિમાંતો માત્ર ૧૦ થાટજ માન્યા છે, કેમકે તેમાંથી હાલમાં ગવાતા બધા રાગો ઉત્પન્ન થઇ શકે છે. માટે આપણને તો એ ૧૦ થાટજ શીખવા છે, તેઓના નામો અસલના સંસ્કૃત ગ્રંથોમાં જૂદાં છે, ને હાલ પ્રચારમાં જૂદાં છે જે બન્ને નીચે મુજબ છે.

| | પ્રચારના નમો | | | | | શાસ્ત્રમાંના નામો |
|---|---|---|---|---|---|---|
| ૧ | થાટ=કલ્યાણ | ... | ... | ... | ... | કલ્યાણ |
| ૨ | થાટ=બીલાવલ | .... | ... | ... | ... | શંકરાભરણ |
| ૩ | થાટ=ખમાજ | ... | ... | ... | ... | કાંબોજી |
| ૪ | થાટ=ભૈરવ | ... | ... | ... | ... | માલવ ગૌડ |
| ૫ | થાટ=પુર્વી | ... | ... | ... | ... | કામવર્ધની |
| ૬ | થાટ=મારવા | ... | ... | ... | ... | ગમનશ્રમ |
| ૭ | થાટ=કાફી | ... | ... | .... | ... | હરપ્રીય |
| ૮ | થાટ=અશાવરી | ... | ... | ... | ... | નટ ભૈરવી |
| ૯ | થાટ=ભૈરવી | ... | ... | ... | ... | તોડી |
| ૧૦ | થાટ=તોડી | ... | ... | ... | ... | વરાળી |

## ઉપલા ૧૦ થાટના સ્વરો નીચે મૂજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | થાટ કલ્યાણ | = | સારેગમંપધની |
| ૨ | થાટ બીલાવલ | = | સારેગમપધની |
| ૩ | થાટ ખમાજ | = | સારેગમપધની |
| ૪ | થાટ ભૈરવ | = | સારેગમપધની |
| ૫ | થાટ પુર્વી | = | સારેગમંપધની |
| ૬ | થાટ મારવા | = | સારેગમંપધની |
| ૭ | થાટ કાફી | = | સારેગમપધની |
| ૮ | થાટ અશાવરી | = | સારેગમપધની |
| ૯ | થાટ ભૈરવી | = | સારેગમપધની |
| ૧૦ | થાટ તોડી | = | સારેગમંપધની |

## થાટ રચના સંબંધી નીચલી બે બાબદો ધ્યાનમાં રાખવી.

(૧) થાટ સંપુર્ણ હોવો જોઇએ, યાને તેમાં ૭ સ્વરો આવવાજ જોઇએ.

(૨) તેના સ્વરો ક્રમેથી આવવા જોઇએ, એટલે સારેગમપધની એ માફક ઓર્ડરમાંજ આવવા જોઇયે.

## રાગ.

સ્વરોની એક એવી મધુર રચના કે જેનાથી સાંભળનારના મન રંજન થાય, તેને રાગ કહે છે. રાગ વિષે નીચલી ૬ બાબદો ધ્યાનમા રાખવી જોઇયે. જે ખાસ જરૂરની છે.

૧ રાગ કોઇપણ થાટમાંથી ઉત્પન્ન થવો જોઇયે.
૨ તેમાં આરોહી ને અવરોહી હોવા જોઇયે.
૩ તે હમેશાં રંજક યાને મધુર હોવો જોઇયે.
૪ તેમાં ઓછામાં ઓછા પાંચ સ્વરો આવવાજ જોઇયે.
૫ કોઈપણ રાગમાં મ અને પ બંન્ને સ્વરો સામટા વર્જ થઈ શકે નહિ.
૬ એકજ સ્વરના બે સ્વરૂપ (શુધ્ધ અને વિકૃત) એકેક પછી સાથે ગવાય નહિ એવો એક નિયમ છે, તો પણ એમાં અપવાદ તરીકે લલત વગેરે ચોક્કસ રાગોમાં બે મધ્યમ એક પછી એક સાથે ગવાય છે, ને તે ઘણા શોભે છે.

## રાગની જાતિ.

**રાગની મુખ્ય જાતિ ત્રણ છે—ઓડવ, ષાડવ, ને સંપુર્ણ.**

જે રાગમાં પાંચ સ્વરો આવે તે ઓડવ કહેવાય છે.
જે રાગમાં ૬ સ્વરો આવે તે ષાડવ કહેવાય છે,
ને જે રાગમાં ૭ સ્વરો આવે તે સંપુર્ણ કહેવાય છે.

ઉપલા ત્રણે પ્રકાર—ઓડવ, ષાડવ, ને સંપુર્ણ, રાગનાં આરોહ તથા અવરોહને સ્વતંત્રપણે લાગી શકે છે, એટલે કોઇ રાગનો આરોહી ઓડવ હોય ને અવરોહી સંપુર્ણ હોય, તો તે ઓડવ–સંપુર્ણ રાગ કહેવાય છે. (જેમકે અશાવરી). એવી રીતે જોતાં બીજા ૯ પ્રકાર નીચે પ્રમાણે થઈ શકે છે.

૧ સંપુર્ણ–સંપુર્ણ, જેમાં આરોહમાં ૭ સ્વર ને અવરોહમાં ૭ સ્વર આવે છે.
૨ સંપુર્ણ–ષાડવ, જેમાં આરોહમાં ૭ સ્વર ને અવરોહમાં ૬ સ્વર આવે છે.
૩ સંપુર્ણ-ઓડવ, જેમાં આરોહમાં ૭ સ્વર ને અવરોહમાં ૫ સ્વર આવે છે.

૪ પાડવ —સંપુર્ણ, જેમાં આરોહમાં ૬ સ્વર ને અવરોહમાં ૭ સ્વર આવે છે.
૫ ષાડવ —પાડવ, જેમાં આરોહમાં ૬ સ્વર ને અવરોહમાં ૬ સ્વર આવે છે.
૬ પાડવ —ઓડવ, જેમાં આરોહમાં ૬ સ્વર ને અવરોહમાં ૫ સ્વર આવે છે.
૭ ઓડવ —સંપુર્ણ, જેમાં આરોહમાં ૫ સ્વર ને અવરોહમાં ૭ સ્વર આવે છે.
૮ ઓડવ —પાડવ, જેમાં આરોહમાં ૫ સ્વર ને અવરોહમાં ૬ સ્વર આવે છે.
૯ ઓડવ —ઓડવ, જેમાં આરોહમાં ૫ સ્વર ને અવરોહમાં ૫ સ્વર આવે છે.

## રાગ સંખ્યા.

હવે અકેક થાટમાંથી કેટલા રાગો નીકળી શકે છે, તે જોવા માટે આપણે ઉદાહરણાર્થે બીલાવલ થાટ લઈશું. તેને ઉપર વર્ણવેલા ૯ પ્રકાર લગાડવાંથી નીચે મુજબના રાગો નીકળશે.

૧ સંપુર્ણ—સંપુર્ણ; એ જાતિનો રાગ એકજ નીકળી શકશે, કારણ આરોહી અવરોહીમાં ૭ સ્વરોજ આવશે.

૨ સંપુર્ણ—પાડવ; એ જાતિના રાગ બીલાવલ થાટમાંથી ૬ નીકળશે કારણ અવરોહમાં સા સિવાય દર વખતે એક સ્વર કમી થશે.

૩ સંપુર્ણ—ઓડવ જાતિના રાગ ૧૫] નીકળશે, કારણ અવરોહમાં દર વખતે એક, એવી ૧૫ જોડી સ્વરો કમી થશે; તે જોડી આ પ્રમાણે આવશે—નીધ, નીપ, નીમ, નીગ, નીરે, ધપ, ધમ, ધગ, ધરે, પમ, પગ, પરે, મગ, મરે, ગરે.

૪ પાડવ—સંપુર્ણ જાતિના રાગ ૬ નીકળશે, કારણ આરોહમાં દર વખતે એક સ્વર કમી થશે.

૫ ષાડવ—ષાડવ જાતિના રાગો ૩૬ નીકળશે, કારણ દરેક ષાડવ આરોહ સાથે ૬, ૬, ષાડવ અવરોહ જોડાશે.

૬ ષાડવ—ઓડવ જાતિના રાગ ૯૦ નીકળશે, કારણ દરેક ષાડવ આરોહ સાથે ૧૫, પંદર ઓડવ અવરોહ જોડાંશે.

૭ ઓડવ—સંપુર્ણ જાતિના રાગો ૧૫ નીકળશે.

૮ ઓડવ—ષાડવ જાતિના રાગો ૯૦ નીકળશે.

૯ ઓડવ—ઓડવ જાતિના ૨૨૫ રાગ નીકળશે, કારણ પંદર ઓડવ આરોહ સાથે દર વખતે ૧૫, પંદર ઓડવ અવરોહ જોડાશે. એવી રીતે

એક બીલાવલ થાટમાંથી બધા મળીને નીચે મુજબ ૪૮૪ રાગો નીકલી શકશે.

| | | |
|---|---|---|
| ૧ | સંપુર્ણ-સંપુર્ણ ... ... ... | ૧ |
| ૨ | સંપુર્ણ-ષાડવ ... ... ... | ૬ |
| ૩ | સંપુર્ણ-ઓડવ ... ... ... | ૧૫ |
| ૪ | ષાડવ-સંપુર્ણ ... .... ... | ૬ |
| ૫ | ષાડવ ષાડવ ... ... ... | ૩૬ |
| ૬ | ષાડવ-ઓડવ ... ... ... | ૯૦ |
| ૭ | ઓડવ-સંપુર્ણ ... ... ... | ૧૫ |
| ૮ | ઓડવ-ષાડવ ... ... ... | ૯૦ |
| ૯ | ઓડવ-ઓડવ ... ... ... | ૨૨૫ |
| | | ૪૮૪ |

હવે એક થાટમાંથી ઉપર મૂજબ ૪૮૪ રાગો નીકળ્યા. તો ૭૨ થાટમાંથી ૪૮૪×૭૨=૩૪૮૪૮ રાગો નીકલી શકે, એમ ગણીત સીદ્ધ થયું. એટલા રાગો તો ફક્ત આરોહ અવરોહથીજ ઉત્પન્ન થયા, પણ માત્ર વાદી સ્વર બદલવાથી પણ બીજા પુસ્કળ નીરનીરાળા રાગો ઉત્પન્ન થઈ શકે છે. પણ હાલમાં તો માત્ર ૨૦૦) રાગથી વધારે ગવાતાજ નથી. આતો માત્ર ૧૨) સ્વરમાંથી ૭૨ થાટ કેવી રીતે ઉત્પન થઈ શકે, ને ૭૨ થાટમાંથી ૩૪૮૪૮ રાગો કેમ નીકળી શકે છે, તે શાસ્ત્રપ્રમાણે—ગણીત દષ્ટીએ કરી બતાવ્યું છે. પણ આપણને તો માત્ર ૧૦) થાટનાજ હાલ પ્રચારમાં ગવાતા રાગો શીખવા છે. તે ધ્યાનમા રાખવું.

## પુર્વાંગવાદી, ઉતરાંગવાદી, વગેરે.

રાગના બે વર્ગ માન્યા છે=પુર્વ રાગ ને ઉત્તર રાગ. બપોરે બાર વાગાથી રાતે બાર વાગા સુધીમાં જે રાગો ગવાય, તે પુર્વ રાગ, ને રાતે બાર વાગાથી બપોરે બાર વાગા સુધી ગવાય તે ઉત્તર રાગ. પુર્વ ને ઉત્તર રાગ ને પુર્વાંગવાદી ને ઉતરાંગવાદી પણ કહે છે, તેનુ કારણ એ કે સપ્તકનો પહેલો અર્ધોભાગ એટલે સારેગમ એમાનો એકાદ સ્વર પુર્વરાગમાં વાદી હોય છે, ને પધનીસાં એમાનો એકાદ સ્વર ઉત્તર રાગમાં વાદી હોય છે. અત્રે એક નિયમ એવો ધ્યાનમા રાખવો કે સામપ, એમાનો એકાદ સ્વર પુર્વાંગવાદી ને ઉતરાંગવાદી બન્ને થઇ શકે છે; કારણ કે આપણી પદ્ધતિમાં પુર્વાંગનું ક્ષેત્ર સાથી પ સુધી, ને ઉતરાંગનું મ થી સાં સુધી માનવામાં આવે છે.

## આશ્રય રાગ.

જે રાગનું પોતાનું સ્વરૂપ સ્વતંત્ર હોય, પણ તેનો આશ્રો બીજા રાગો ને મળતો હોય, તે આશ્રય રાગ કહેવાય છે. દરેક થાટનો એક આશ્રય રાગ હોય છે. એને મુખ્ય રાગ કહો તો પણ ચાલે. આશ્રય રાગને તે જે થાટનો હોય, તે થાટનુંજ નામ ઘણું કરીને આપવામાં આવે છે—જેમકે બીલાવલ થાટનો આશ્રય રાગ બીલાવલ, વગેરે.

## સંધીપ્રકાશ.

દીવસનો પ્રકાશ ને રાત્રીનો અંધકાર જ્યારે સાથે મળે છે, તે સમયને સંધીપ્રકાશ કહે છે. એવો સંધીપ્રકાશ ચોવીસ કલાકમાં બે વાર થાય છે. સહવારે સુર્યોદય વખતે તથા સાંજે સુર્યાસ્ત વખતે. એ વખતે દીવસ તથા રાત્રીનો ઉત્તમ સંધી થાય છે, તેથીજ તેને સંધીપ્રકાશ કહે છે. સંધીપ્રકાશ રાગ એટલે સંધીપ્રકાશને વખતે ગાવાના રાગો જાણવા. ચાર વાગાથી સાત વાગા સુધીનો વખત સંધીપ્રકાશનો કહેવાય છે.

## રાગ સમય વ્યવસ્થા.

દરેક રાગ ગાવા માટે ચોક્કસ વખત મુકકર કરેલો હોય છે, ને તેજ પ્રમાણે વખતસર રાગો ગાવા જોઇયે. દરેક રાગ તેના બર વખતેજ ગાવાથી તેની ખુબી ઓર દીપે છે. હવે રાગો ગાવાના સમયની વ્યવસ્થા શાસ્ત્ર પ્રમાણે કેવી રીતે કરી છે તે આપણે જોઇયે.

આપણી પધ્ધતિમાં રાગોના ત્રણ મુખ્ય વર્ગ કર્યા છે.

૧ લો વર્ગ=તીવ્ર રેષ લેનારા રાગો.
૨ જો વર્ગ=કોમલ <u>રેષ</u> લેનારા રાગો
૩ જો વર્ગ=કોમલ <u>ગની</u> લેનારા રાગો.

આ વર્ગ માના બીજા વર્ગના રાગો યાને કોમળ રેષ લેનારા રાગો તે સંધીપ્રકાશ રાગ કેહવાય છે. રેખબનુ કોમળત્વ, ને ગંધાર નીખાડનું તીવ્રત્વ, એ સંધીપ્રકાશ વાચક ચીન્હ કહેવાય છે. તેજ પ્રમાણે કોમળ ગ લેનારા રાગો ત્રીજા વર્ગના જાણવા. પહેલા વર્ગમાં રેષ અને ગ પણ તીવ્ર હોવાજ જોઇએ. નિખાડ કોઇપણ ચાલે. હવે એ ત્રણ વર્ગોનું રહસ્ય શું છે, તે આપણે જોઇયે.

કોમળ રેધ લેનારા રાગો યાને બીજા વર્ગના રાગો ઉપર કહ્યું તેમ સંધી-પ્રકાશ રાગો છે, એટલે તે ચાર વાગા થી સાત વાગા સુધી ગાવા. ત્યારપછી સંધીપ્રકાશ રાગ ગાઈ રહ્યા પછી જે રાગમાં રે ધ ને ગ તીવ્ર હોય તેવા રાગો યાને પહેલા વર્ગના રાગો ગાવા, ને ત્યાર પછી ત્રીજા વર્ગના યાને કોમળ ગના લેનાર રાગો ગાવા. સંધીપ્રકાશ ચોવીસ કલાકમાં બે વાર થતો હોવાથી આ ક્રમે બે વાર રાગો ગવાય છે. પ્રત્યેક થાટને પુર્વ ને ઉત્તર એમ બે અંગ હોવાથી, તેમાંથી ચોવીસ કલાકમાં બે વાર ગાવા માટે પુર્વાંગવાદી અને ઉતરાંગવાદી રાગ સહેજે નીકળી શકશે. એ ઉપરથી ટુંકમાં એમ સમજવું કે સાંજે ચાર વાગાથી ૭ વાગા સુધી પુર્વી, મારવા, ને ભૈરવ થાટના સાંજના રાગો ગાવા, ત્યારપછી કલ્યાણ, બીલાવલ, ને ખમાજ થાટના રાત્રીંના રાગો ગાવા, ને ત્યારપછી કાફી અશાવરી, ભૈરવી, ને તોડી થાટના રાગો ગાવા. તેજ પ્રમાણે પાછું પાછલી રાતે ચાર વાગાથી સહવારે સાત વાગા સુધી પ્રાતકાળના સંધીપ્રકાશ રાગો ગાવા, પછી કલ્યાણ બીલાવલ ને ખમાજ થાટના સહવારના રાગો ગાવા, ને પછી કાફી, અશાવરી, ભૈરવી, ને તોડી થાટના દીવસના રાગો ગાવા.

## આલાપ.

ગીત શરૂ કરવા આગમજ તે જે રાગમાં ગાવાનું હોય તે રાગના સ્વરો આકારથી (આ આ આ કરીને) અથવા "તાનન, ઉન્નન", એવા શબ્દોથી ગાય છે, તેને આલાપ કહે છે. એને રાગનો વિસ્તાર અથવા સ્વરૂપ પણ કહે છે. જેમ એક માણસનો ચેહરો જોતાં આપણે તેને અમુક માણસ તરીકે તુર્ત પીછાણયે છીયે, તેમજ રાગનું સ્વરૂપ સાંભળતાંજ તેને અમુક રાગ તરીકે તુર્ત પીછાણવો જોઇયે. રાગ સાંભાળતાંને વાર તુર્ત પીછાણવા માટે કાન તીક્ષણ જોઇયે, તથા સ્વરજ્ઞાન ને રાગજ્ઞાન પકકું હોવું જોઇયે. સારી રીતે આલાપ ગાવામાં પણ મોટી કુશળતા જોઇયે, કેમ કે તે એવી રીતે ગાવા કે જેથી તે અમૂક રાગ તરીકે સાંભળનારને તુર્ત પરખાઇ આવે, તથા તેનો વાદી સંમ્વાદી પણ સ્પષ્ટ રીતે ઓળખાઈ આવે. આલાપ પહેલાં નીચલા સુરોમાં આસ્તે આસ્તે કરવો, પછી ધીરે ધીરે એકાદ બે સુર ચઢતા ચઢતા લેતાં જઇને પછી છેક ઉપર જવું. પહેલાંથી એકદમ ઉપલા સુરોપર જવું નહિ, સિવાય કે સોહીની જેવા ચોકકસ રાગોમાં—કે જ્યાં ઉપલા સુરોમાંજ તે રાગ ખીલે છે. આલાપ ગાતી વખતે તાલની જરૂર હોતી નથી. આલાપ ગાવા પછી ગીત શરૂ કરવું.

## તાન.

તાન એટલે તાનવું, અથવા ખેંચવું, યાને ખેંચીને લંબાવવું. કોઈપણ રાગના ગીતોમાં તાન લેવાથી તે રાગનો વિસ્તાર વધીને ગીત લંબાય છે. તાન લેવામાં પણ ઘણી કુશળતા જોઈયે, કારણ કે તે જો જરાબી બેસુરી અથવા બેતાલી હોય, તો તે તદન નકામી છે, ને તેવી તાનથી ગીતની શોભા વધવાને બદલે ઉલટું ગીત બગડી જાય છે. શરૂઆતના શીખનારે પહેલાં તાન લેવાની ઉતાવળ કરવી નહિ, પણ રાગજ્ઞાન પક્કું કરીને એકેક રાગમાં અનેક ચીજો સાદી રીતે તૈયાર કરીને સારી રીતે આલાપ ગાતાં શીખ્યા પછીજ તાન લેવી. અને અવાજ મધુર ને ગલું બરાબર તૈયારીથી ફરતું હોય તોજ જલ્લદ તાન લેવી. પણ માત્ર મોટી મોટી જલ્લદ તાનો મારવામાંજ હુશ્યારી છે, એમ સમજવું નહિ. કમનસીબે હાલમાં કેટલાંક જણા એવું સમજવાની ભૂલ કરે છે, ને સ્વરજ્ઞાન તથા રાગજ્ઞાન પક્કું કરવા વગર, ગમે તેવી ખરી ખોટી, સુસંગત કે વીસંગત, ને કોઈવાર તો બેસુરી ને બેતાલી પણ મોટી મોટી જલ્લદ તાન મારે છે. એવી ભૂલ કદી કરવી નહિ. તાન શરૂઆતમાં નાના નાના ટુકડા, તથા ધીમી લયમાં લેવા, ને પછી ધીરે ધીરે જરા જરા મોટી તાન લેતાં લય વધારતાં જવું. ગવૈયાઓ મોટા ખ્યાલમાં તાન લેવા પહેલાં "બહેલાવા" લે છે, (એટલે આલાપ કરે છે) તે ઘણા મધુર લાગે છે. નાહના ખ્યાલમાં જલ્લદ તાન શોભે છે. તાન લેતી વખતે તાલમાં ચુકાય નહિ તેની સંભાળ રાખવી. યોગ્ય રીતે, મધુર આવાજે, ચોકકસ ગીતોને બરનીજ તાનો લેવાથી ગીતની શોભામાં ઘણોજ વધારો થાય છે.

## બોલતાન યા ફીરત. (Variations.)

ગીતના શબ્દોને જુદી જુદી તરાંહમાં ફેરવી ફેરવીને તાલમાં ગોઠવીને ગાય તેને બોલતાન કહે છે. આ બોલતાનથી ગીત ઘણુંજ સુંદર લાગે છે. બોલતાન રચવામાં પણ ઘણી કુશળતા, મધુરતા, ને સારૂં જ્ઞાન જોઇયે, તોજ તે સારી રીતે થઈ શકે છે.

---

# પ્રકરણ ૩ જું.

## તાલ–જ્ઞાન.

સંગીતમાં તાલ બહુ અગત્યનું સ્થાન ધરાવે છે. હાલમાં આપણે દલગીરી સાથે જોઇએ છીયે કે કેટલાંક લોકો મોટી મોટી તાનો લઇને જાહેર જલસાઓ વગેરેમાં ઉંચું સંગીત રજુ કરવાનું ડોલ ઘાલે છે, પણ તદન બેતાલું ગાય છે,

જે સાંભળતાં સમજુ શ્રોતાજનોને કચવાત ઉપજે છે. એમ થવું ન જોઇએ. કોઇપણ ગીત હંમેશા તાલમાંજ ગવાવું જોઇએ. જેટલી કાળજીથી સ્વર અને રાગ વિષેનો અભ્યાસ થવો જોઇયે, તેટલીજ કાળજીથી તાલનો પણ અભ્યાસ થવો જોઇએ. કારણ કે તાલ વગરનું ગાનુ તે લગામ વગરના ઘોડા જેવું યા સુકાન વગરના વહાણ જેવું લાગે છે.

તાલ એટલે તાલી મારવી. ચોકકસ વખતના અંતરે તાલી ઠોકવાથી ગીત તાલમાં રહે છે. તાલ વગાડવા માટે, તબલાનો ઉપયોગ કરવામાં આવે છે. તબલા વગાડનાર તબલચી કહેવાય છે. ગાનાર ઘણું એક બાર્ગી પોતે તબલા નહિ બી વગાડી જાણતો હોય તો પણ તેને તબલાના ઠેકા વગેરે સમજીને તબલાની સાથે સાથે તાલમાં ગાવાની પ્રેકટીસ તો જરૂર કરવી જોઇયે. શરૂઆતના શીખનારે પહેલાં હાથથી તાલી મારીને જૂદી જૂદી તાલોપર પ્રેકટીસ કરીને તેની લય, માત્રા, ઠેકા વગેરેની માહીતી મેળવવી, ને પછી તબલા સાથે પ્રેકટીસ કરવી.

## માત્રા.

તાલનું બંધારણ માત્રાઓથી થયલું છે. એક માત્રા એટલે લગભગ એક સેકન્ડ જેટલો ટાઇમ જાણવો. આપણે એક સરખી ઝડપે "એક, બે, ત્રણ, ચાર" બોલ્યે તે અકેકી માત્રા થઇ એમ જાણવું.

## લય.

લય એટલે તાલની ગતિ અથવા Speed. લય ત્રણ જાતની હોય છે.— વીલંબીત, મધ્ય, ને દ્રુત. જે તાલની લય યાને Speed બહુજ ધીમી હોય, તે વીલંબીત લય કહેવાય છે, એને કોઇ બીલંમ્પત યા થાય પણ કહે છે. મધ્ય એટલે મધ્યમસરની લય, ને દ્રુત. એટલે fast યાને ઝડપી લય.

## ઠેકા, સમ, ખાલી, વગેરે.

દરેક જુદી જુદી તાલોમાં ચોકકસ માત્રાના અંતરે તાલી ઠોકવામાં આવે છે. તેને ઠેકા કહે છે. દરેક તાલમાં જુદી જુદી રીતે ઠેકા લેવાય છે. કોઇ તાલમાં ત્રણ તો કોઇમાં ચાર એમ અમુક સંખ્યાના ઠેકા મુકરર કરેલા હોય છે.

દરેક તાલના પહેલા ઠેકાને "સમ" કહે છે. આ સમ, તાલમાં બહુ અગત્યનું સ્થાન ધરાવે છે. ગાતાં ગાતાં જ્યારે સમ આવે છે, ત્યારે ગાનાર તથા સાંભળનાર ડોકું નમાવીને "આહ" કરીને બોલે છે. આવું કૃત્ય ખુદરતીજ થાય છે, કેમકે બીજા ઠેકા કરતાં સમના ઠેકાપર વધારે વજન હોય છે. ગાતાં

ગાતાં દર વખતે સમની જગા બરાબર દેખાડતાં જવું. ગમે તેવી મોટી તાન લઇને, અથવા ગમે તેવી ફીરત કરીને પણ પાછું સમપર તેની અસલ જગ્યાએ બરાબર મળી જવું જોઇએ.

તાલમાં જેમ ઠોકા આવે છે, તેમ ખાલી તાલ પણ આવે છે. ખાલી એટલે તે જગ્યાએ તાલી ન મારતાં તે વખતે ખાલી હાથ બહાર નાખવો. ખાલી તાલ લખવામાં ૦ આવું ચીન્હ વપરાય છે, જ્યારે સમ લખવામાં × આવું ચીન્હ વપરાય છે.

## આવર્તન.

એક સમ થી બીજા સમ સુધી, યા કોઇપણ એક ઠોકાથી ફરી તે ઠોકો આવે ત્યાં સુધીનું એક આવર્તન કહેવાય છે. અમુક તાલમાં જેટલી માત્રા આવતી હોય, તેટલી માત્રાનું એક આવર્તન થાય છે. જેમકે ત્રેતાલમાં ૧૬ માત્રાનું આવર્તન, ચૌતાલમાં ૧૨ માત્રાનું આવર્તન, વગેરે.

## દુગન, ચોગન, વગેરે.

દુગન એટલે ડબલ ગણવું. તે એવી રીતે કે એક આવર્તનના ટાઇમમાં બે આવર્તન ગાઇ જવાં, યાને જેટલી સ્પીડે ગાતાં હોઇયે, તેનાથી બરાબર ડબલ સ્પીડે ગાઇ જવું, ને સમપર પાછાં અસલ લયમાં મળી જવું.

ચોગન એટલે ચાર ગણી ઝડપે ગાવું. જેમ દુગન ડબલ સ્પીડથી થાય છે, તેમ ચોગન ચાર ગણી સ્પીડથી થાય છે, યાને એક આવર્તનના ટાઇમમાં ચાર આવર્તન ગાઇ જઇને પાછું સમપર અસલ લયમાં મળી જવું. એટલું ફાસ્ટ ગાવા માટે ઘણી પ્રેકટીસની જરૂર છે.

જેમ ડબલ સ્પીડથી ગાવાથી દુગન, ને ચાર ગણી સ્પીડથી ગાવાથી ચોગન થાય છે, તેમજ ત્રણ ગણી સ્પીડથી ગાવાથી ત્રીગણ યા આડ થાય છે. દુગન ચોગણ કરતાં એ આડ ગાવી વધારે મુસ્કેલ છે, કેમકે એમાં લયને બહુ સમાલવી પડે છે. ધ્રુપદના ગીતોમાં એ દુગન ચોગનને આડ બહુ શોભે છે.

ઉપર કહ્યું તેમ તાલ વગાડવામાં તબલાનો ઉપયોગ કરવામાં આવે છે. તબલામાંથી ધા, ધીન, કીટ, તક, તા, તીન, વગેરે બોલો નીકલે છે. દરેક તાલના જેમ માત્રા અને ઠેકા જુદા જુદા છે, તેમજ તબલાના બોલ પણ જુદા હોય છે. હાલમાં મુખ્ય વપરાસમાં આવતી થોડીક તાલ, તેના માત્રા, ઠોકા, ને તબલાના બોલ સાથે નીચે આપી છે.

## તાલ ત્રેતાલ.

ત્રેતાલ ઘણી સહેલી છે, ને એમાં નાહના ખ્યાલ તથા સાધારણ ગીતો ઘણા ગવાય છે. એની માત્રા ૧૬ છે, ત્રણ થેકા, ને એક ખાલી છે, તે નીચે મુજબ છે.

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ના | ધીં | ધીં | ના | ના | ધીન | ધીન | ના | તા | તીન | તીન | ના | ના | ધીન | ધીન | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

અથવા

ધી ધીં ધીં ના | ધા ધીં ધીં ધા | તા તીન તીન તા | તા ધીં ધીં ધા

**જલદ યાને ફાસ્ટ ત્રેતાલ નીચે મુજબ તબલાપર વગાડવામાં આવે છે.**

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | ધીં | — | ધા | ધા | ધીં | — | ધા | તા | તીં | — | તા | તા | ધીં | — | ધા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

## તીલવાડા.

એમાં માત્રા ૧૬ છે, પણ એની લય વીલંબીત છે, તેથી એ બહુજ ધીરેથી લેવાય છે. મોટા ખ્યાલ ગાવામાં આ તાલનો ઉપયોગ થાય છે. તે નીચે મુજબ છે.

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | તીરીકટ | ધીં | ધીં | ના | ના | તીંન | તીન | તા | તીરીકટ | ધીં | ધીં | ના | ના | ધીં | ધીં |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

## પંજાબી ઠેકા.

ઠુમરી ગાવામાં જે તાલ વપડાય છે, તેને પંજાબી ઠેકા કહે છે. એમાં માત્રા ૧૬ છે, ને બહુજ વીલંબીત લયમાં ગવાય છે. પણ ઉપલી તીલવાડા તાલથી એ તદન જુદીજ પ્રકૃતિની તાલ છે. તે નીચે મુજબ છે.

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા— | —તીં | —ક | ધા | ધા | —તીં | —ક | તા | તા | —તીં | —ક | ધા | ધા | —તીં | —ક | ધા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

## ટપ્પાની તાલ.

એની માત્રા પણ ૧૬ છે, ને લય વીલંબીત છે. ટપ્પા ગાતી વખતે એ તાલ વપરાય છે. તે નીચે મુજબ લેવાય છે.

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ના | —ધીં | —ક | ધીં | ના | —ધીં | —ક | ધીં | ના | —તીં | —ક | તીં | ના | —ધીં | —ક | ધીં |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

## આડા ચૌતાલા.

એમાં માત્રા ૧૪ છે. ચાર ભરેલી ને ત્રણ ખાલી છે. મોટા ખ્યાલ ગાવામાં એ વપડાય છે. તે નીચે મુજબ છે.

| × | | ૨ | | ૦ | | ૩ | | ૦ | | ૪ | | ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીન | ધીન | ધાગી | ત્રીક | તુ | ના | ક | ત્તા | ધીન | ધીન | ના | ધીન | ધીન | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

## ધમાર.

એની માત્રા ૧૪ છે. એ જરા ભારી તાલ છે, પણ પ્રેક્ટીસ કરવાથી આવડી જાય છે. તે નીચે મુજબ છે.

| × | | | | | ૨ | | | | | ૦ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કત | ધી | ત | ધી | ત | ધા— | ધા | તી | ત | | તી | ત | તા | — |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

## ઝુમરા.

એમાં માત્રા ૧૪ છે. મોટા ખ્યાલ એમાં ગવાય છે. એ નીચે મુજબ લેવાય છે.

| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીં | ધા | ત્રીક | ધીં | ધીં | ધાગી | ત્રીક | તીં | તા | ત્રીક | ધીં | ધીં | ધાગી | ત્રીક |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

## દીપચંદી.

એની માત્રા ૧૪ છે. એ ગાવામા ઘણી સહેલી પડે છે. હોરીના ગીતો એમાં ગવાય છે, એ તાલ નીચે મુજબ છે.

| × | | | ૨ | | | | ૦ | | | ૪ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | ધીં | ન | ધા | ગે | તીં | ન | તા | તીં | ન | ધા | ગે | ધીં | ન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

## એકતાલ.

એકતાલની માત્રા ૧૨ છે, ને લય વીલંબીત છે, મોટા ખ્યાલ ગાવામાં એનો ઉપયોગ થાય છે, તે નીચે મુજબ છે.

| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીં | ધા | ધાગી | ત્રીક | તુ | ના | ક -- | તા | ધીં | ત્રીક | ધીં | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

## ચૌતાલ.

એની માત્રા ૧૨ છે, ને એકતાલની માફકજ ઠેકા આવે છે, પણ દ્રુપદ ગાવામાં એ વપરાય છે, ને એના તબલાના બોલ નીચે મુજબ છે.

| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | ધા | દીંન | તા | કીટ | ધા | દીન | તા | કીટ | તક | ગદી | ગન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

## સુલફાંક અથવા સુલતાલ.

એની માત્રા ૧૦ છે, ને તે નીચે મૂજબ લેવાય છે.

| × | | ૦ | | ૨ | | ૩ | | ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | ધા | દીન | તા | કીટ | ધા | કીટ | તક | ગદી | ગન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

## ઝબતાલ.

એમા ૧૦ માત્રા નીચે મૂજબ છે.

| × | | ૨ | | | ૦ | | ૩ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીંન | ના | ધીં | ધીં | ના | તીંન | ના | ધીં | ધીં | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

## ધુમાલી અથવા કવાલી.

એ ૮ માત્રાની તાલ છે, ને ઘણી સહેલી છે. ઠેકા નીચે મુજબ.

| × | | ૨ | | ૦ | | ૩ | |
|---|---|---|---|---|---|---|---|
| ધીન | ધીન | ધા | તીન | ત્રીક | ધીન | ધાગી | ત્રીક |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

### તાલ તેવરા.

એમાં ૭ માત્રા નીચે મુજબ છે.

| × | | | ૨ | | ૩ | |
|---|---|---|---|---|---|---|
| ધા | દીન | તા | કીટ | તક | ગદી | ગન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |

### તાલ રૂપક.

આ એક એવી તાલ છે કે એનો સમ, ખાલીપર પડે છે. એની માત્રા ૭ છે, ને તે નીચે મુજબ લેવાય છે.

| ૧ | | ૨ | | ૦ સમ | | |
|---|---|---|---|---|---|---|
| ધીન | — | ધાં | ધાં | તીં | — | તક |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |

### તાલ દાદરા.

એની માત્રા ૬ છે, ને તે નીચે મુજબ બે જુદી જુદી રીતે લેવાય છે.

| × | | | ૦ | | | | × | | ૨ | | ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીં | ધીં | નાં | ધા | તુ | ના | અથવા | ધી | ધીં | ધા | તીં | તુ | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

---

## પ્રકરણ ૪ થું.

# ગીત વિષે.

### ગીત.

જે શબ્દોને સારી રીતે ગોઠવીને મન રંજન કરનારા સ્વરોથી તાલમાં બાંધીને ગાય, તેને ગીત કહે છે. ગાંધર્વ ને ગાન, એવા ગીતના બે ભેદ મનાય છે. જે ગીતો પ્રાચીન કાળમાં મહા પુરૂષો ગાતા હતા, ને જેનો હેતુ માત્ર મોક્ષપ્રાપ્તિ હતો તે ગાંધર્વ, ને જે સંગીત વીદવાન લોકોએ પાછળથી પોતાની બુદ્ધી પ્રમાણે રચ્યું, ને જેનો હેતુ માત્ર લોકોના મન રંજન કરવાનોજ છે, તે ગાન.

ગાંધર્વ ને ગાન એટલે માર્ગ અને દેશી સંગીત સમજશો તો પણ હરકત નહિ. માર્ગ અને દેશી સંગીત વિષે શરૂઆતમાં સમજાવવામાં આવ્યું છે, એટલે અત્રે પાછું કહેવાની જરૂર નથી. ગાંધર્વ યાને માર્ગ સંગીત હાલ કેંકે પણ હસ્તીમાં નથી, એટલે હાલ હીંદુસ્થાનમાં જે ગવાય છે, તે બધું દેશી સંગીતજ જાણવું.

## ઉત્તર હીંદુસ્થાનના ગીતો.

ગીતો જુદી જુદી અનેક તરાહનાં હોય છે, જેવાંકે ખ્યાલ, દ્રુપદ, ટપ્પા, ઠુમરી, ગઝલ, વગેરે. એ જુદી જુદી જાતના ગીતોની ટુંકમાં માહીતી અત્રે નીચે મુજબ આપી છે.

### દ્રુપદ અને ખ્યાલ.

દ્રુપદનું ગાનું સૌથી ઉંચું તથા સૌથી જુનું મનાય છે. એમાં અસ્તાઈ, અંત્રો, સંચારી, ને આભોગ–એવા ચાર ભાગ હોય છે. ચૌતાલ, સુલફાંક, ઝબતાલ, વગેરેમાં દ્રુપદ ગવાય છે. એમાં તાન લેવાતી નથી, પણ દુગન, ત્રીગન, ચોગન થાય છે, દ્રુપદ ગાનારા ગવૈયાને " કલાવંત " કહે છે.

દ્રુપદ પછી ખ્યાલનું ગાનુ પ્રચારમાં આવ્યું એમ મનાય છે. દોઢસો બસો વરસપર સદારંગ ને આદારંગ નામના બે મોટા ગવૈયા થઈ ગયા, તેમના જોડેલા ખ્યાલ હજી પણ ગવાય છે. ખ્યાલમાં અસ્તાઇ ને અંત્રો એમ બેજ ભાગ હોય છે. ખ્યાલ મોટા ને નાહના, એમ બે પ્રકારના હોય છે. મોટા ખ્યાલની પ્રકૃતિ, ગંભીર, ને લય વિલંબીત હોય છે. તે તીલવાડા, એકતાલ, ઝુમરા ને આડા ચૌતાલામાં ગવાય છે. નાહના ખ્યાલની ગતિ ચપલ, ને લય ફાસ્ટ હોય છે, ને તે ગાવામાં સહેલા પડે છે. ગવૈયાઓ હમેશાં પહેલાં મોટો ખ્યાલ ગાઇને પછી તુરતજ તેજ રાગનો નાહનો ખ્યાલ ગાય છે. ખ્યાલ અને દ્રુપદ, એ બન્ને ઉંચ પ્રતિના ગીતો કહેવાય છે.

### ટપ્પા.

ટપ્પા ગાવાની ઢબ ખ્યાલ દ્રુપદથી જુદીજ હોય છે. તેનાં ગીતના બોલની વચમાં નાહની નાહની તાનોના કટકા આવ્યા કરે છે. અસલ પંજાબમાં ઉંટ ચારનારા લોકો ટપ્પાનું ગાનું ગાતા હતા, તેથી ઉંટની વાંકી ચૂંકી ચાલ પ્રમાણે ટપ્પા રચ્યા છે, એમ પણ કોઇકો કહે છે. શૌરીમીયાં નામના ગવૈયાએ પંજાબી ભાષામાં રચેલા ટપ્પા હજી પણ ગવાય છે. બધા રાગોમા ટપ્પા ગવાતા નથી,

પણ ખમાજ, ભૈરવી, કાફી વગેરે સહેલા રાગોમાંજ ગવાય છે, ને જે મોટા રાગોમાં ખ્યાલ દ્રુપદ હોય છે, તેમાં ઘણું કરીને ટપ્પા હોતા નથી.

## ઠુમરી.

ઠુમરીનું ગાનું ઘણુંજ મધુર છે, પણ તે ખ્યાલ દ્રુપદ જેટલું ઉંચ પ્રતિનું મનાતું નથી, તેથી ખ્યાલ દ્રુપદ ગાનારા ગવૈયા ઘણું કરીને ઠુમરી ગાતા નથી; તેમજ ઠુમરી ગાનારા ખ્યાલ દ્રુપદ ગાતા નથી. ખ્યાલ ગાનારા, દ્રુપદ ગાનારા, ઠુમરી ગાનારા, ગઝલ ગાનારા, વગેરે ગવૈયાઓના જુદા જુદા વર્ગો છે, ને તેઓ પોતપોતાના વર્ગનુંજ ગાનું ઉત્તમ રીતે ગાઈ શકે છે. ઠુમરીમાં જે તાલ લેવાય છે, તેને પંજાબી ઠેકા કહે છે. જે રાગોમાં ટપ્પા ગવાય છે, તેજ રાગોમાં ઠુમરી પણ ગવાય છે. જે રાગોમાં ખ્યાલ દ્રુપદ હોય છે, તેમાં ઘણું કરીને ઠુમરી હોતી નથી.

## ગઝલ.

ગઝલનું ગાનું ઉરદુ અથવા ફારસી ભાષામાં હોય છે. તેમાં પુષ્કળ અંત્રા આવે છે, ને તે બધા એકસરખી રીતેજ ગવાય છે. ગઝલમાં ભાષા ઘણી ઉત્તમ રીતે રચેલી હોય છે; ને ગઝલની બધી ખુબી તેની શબ્દ રચનામાજ હોય છે. ખ્યાલ દ્રુપદ ગાનારા ગવૈયાઓ ગઝલને ઘણું ઉતરતી પંકતીનું ગાનુ માને છે, ને તેથી તેઓ પોતે તે ગાતા પણ નથી. સાધારણ રીતે ગઝલ ગાવામા ઘણી સહેલી હોવાથી લોકોમાં ઘણી જાણીતી ને માનીતી થઈ પડી છે. જે રાગોમાં ઠુમરી હોય છે, તેમાંજ ગઝલ પણ હોય છે.

## તરાના.

તરાનાની અંદર ગીતના શબ્દોને બદલે તનન, તોમ, નાદીર, યલલું, વગેરે બોલો હોય છે, કે જેનો કંઈપણ અર્થ થતો નથી, પણ તે બોલવામાં ઘણા મધુર અને ખુબીવંતા લાગે છે. તરાનાને કોઇ તીલાના પણ કહે છે. કોઈ કોઈ તરાનામા ફારસી ભાષાની એકાદ લાઈન, અથવા ધા કીટ, ધુમ કીટ, વગેરે તબલાના બોલ હોય છે. એ ખ્યાલના રાગોમાં ગવાય છે.

## ચતરંગ.

ચતરંગમાં ચાર અંગ આવે છે, એટલે ચાર ભાગ હોય છે; જેના પહેલા ભાગમાં ગીતના શબ્દો હોય છે, બીજામાં તરાનાના શબ્દો, ત્રીજામાં તે જે રાગમાં ગવાતું હોય તે રાગની નાહની બાંધેલી સરગમ, ને ચોથામાં તબલાના બોલ હોય છે.

## હોરી.

હોરીના ગીતોમાં હોરીનું વર્ણન કરેલું હોય છે, ને તે ફાગન મહીનામા ગવાય છે. કેટલીક હોરીની શબ્દ રચના ઉંચ પ્રતિની હોતી નથી. દ્રુપદ ગાનારા “ કલાવંત ” લોકો હોરી ગાય છે, તે ધમાર તાલમાં ગાય છે, તેથી તે “ ધમાર ” કરીનેજ ઓળખાય છે. ધમારમાં ખ્યાલની માફક તાન લેવાતી નથી, પણ દુગન ચોગન વગેરે થાય છે. ધમાર ગાવું સહેલું નથી. તે ગાવામાં અવાજ ઘણો મધુર, સુરીલો ને મોટો જોઇએ. ખ્યાલ ગાનારાઓ હોરી ગાય છે, તે દીપચંદી તાલમાં ગાય છે. તે ગાવામા સહેલી પડે છે, ને તેમાં તાનો પણ લઇ શકાય છે, તેથી સાધારણ રીતે લોકો હોરી ઘણું કરીને દીપચંદીમાંજ ગાય છે. ધમારનું ગાનુ કવચીતજ સાંભળવામાં આવે છે.

### લક્ષણ ગીત.

જે ગીત જે રાગમા ગવાતું હોય, તે રાગનુંજ વર્ણન તેમાં કરેલું હોય તેને લક્ષણ ગીત કહે છે. દરેક રાગનું એકેક લક્ષણગીત મોઢે કર્યું હોય, તો તેથી રાગ સારી રીતે ધ્યાનમા રહે છે.

---

# પ્રકરણ ૫ મું.

## વાજીંત્રો વિષે.

ગાયન સાથે વાદન યાને કાંઇપણ વાજીંત્રનો સાથ તો જોઇયેજ. તે ન હોય તો નજ ચાલે એમ નથી, પણ ગાના સાથે બજાનું ચાલવાથી તે વધારે શોભે છે.

### વાજીંત્રોના વર્ગ.

શાસ્ત્ર પ્રમાણે વાજીંત્રોના ચાર વર્ગ માનવામાં આવ્યા છે, તેઓના નામો, તત, વિતત, ઘન, ને શુશિર છે. જે વાજીંત્રો તારથી વાગે તેને ‘ તત ” કહે છે જેમકે સીતાર, સારંગી, તંબોરો, વગેરે.

જે વાજીંત્રો ચામડાથી મઢેલાં છે, તે “ વિતત ” કહેવાય છે જેમકે ઢોલ, તબલા, ડફ, નગારાં વગેરે.

કાંસુ, લોઢું, ઈત્યાદી ધાતુથી બનેલાં યંત્રને " ઘન " કહે છે-જેમકે ઘંટા, ઝાંઝ મંદીરા વગેરે.

જે યંત્રો ફૂક મારવાથી વાગે છે તેને શુશિર કહે છે જેમકે વાંસળી, શંખ, રણશીંગડું વગેરે.

## હાલમાં વપરાતા વાજીંત્રો.

હાલમાં દેશી સંગીતમાં વપરાતાં વાજીંત્રોમાં નીચલાં મુખ્ય છે. તંબોરો સારંગી, દીલરૂબા, તાઉસ, સીતાર, બીન, વાયોલીન, હામોન્યમ, ઓરગન, વગેરે.

આ બધાં વાજીંત્રોમાં ગાતી વખતે વાપરવા માટે તંબોરો સૌથી ઉત્તમ છે. એમાં ફક્ત ચારજ તાર હોય છે, ને તેમાંથી સા અને પ નો સુરીલો સ્વર નીકળે છે, જેની સાથે આપણો અવાજ મેળવીને ગાવાથી ઘણો ફાયદો થાય છે. પણ તંબોરાના તાર ટ્યુન કરતી વખતે કાન ઘણાજ તીક્ષણ રાખવા, કેમકે તેમાં જો જરા પણ ફરક હશે તો ગાનું બેસુરૂ થઇ જશે.

સારંગી ઘણી મધુર લાગે છે. પણ તે દેખાવમાં શોભીતી ન હોવાથી પારસી બાનુઓ તે વગાડતાં નથી.

દીલરૂબા પણ મધુર ને સહેલું વાજીંત્ર છે, ને તે હાલમાં પારસી બાનુઓનું ઘણું માનીતું થઈ પડયું છે. એની સાથે ગાયન પણ ઠીક લાગે છે, ને ગાના વગર ખાલી ગત વગાડી હોય તો તે પણ સુંદર લાગે છે.

તાઉસ દીલરૂબાના જેવુંજ છે, પણ તેની નીચે મોરનો ઘાટ હોય છે, જેમ દીલરૂબાને હોતો નથી.

સીતાર અતિ મધુર વાજીંત્ર છે. દીલરૂબા અને તાઉસપર બો ફેરવીને વગાડવામાં આવે છે, જ્યારે સીતારને જમણા હાથના આંગળાંમાં નખી પહેરીને વગાડવામાં આવે છે. એની સાથે ગીત પણ ગવાય છે, પણ ગીત ગાવા કરતાં અમથી ગત વગાડી હોય તો તે વધુ મોહક લાગે છે.

બીન સીતારને ઘણું ખરૂં મળતું આવે છે, પણ બીનને બે તુંબડાં હોય છે, જ્યારે સીતારને એકજ હોય છે. એ વાજીંત્ર વગાડવાનું જરા અઘરું છે, પણ તે ઘણુંજ મધુર લાગે છે. બીન વગાડનારને બીનકાર કહે છે. પારસીઓમાં બીન જેવું ઉત્તમ વાજીંત્ર હજી કોઇ ઝાઝું વગાડતું નથી, એ દલગીરીની વાત છે.

વાયોલીન કાંઈ દેશી વાજીંત્ર નથી, પણ વિલાયતી છે, તો પણ આપણા

દેશી સંગીતના રાગો તે પર વગાડી શકાય છે, ને તે મધુર લાગે છે. પણ એ વાજીંત્ર પર પુરતો કાબુ હોય, તોજ આપણા રાગો શોભે છે, નહિ તો કઠોર ને બેસુરા લાગે છે.

હાર્મોન્યમ પણ પશ્ચીમ દેશનુંજ વાજીંત્ર છે, પણ હાલમાં દેશી સંગીત વગાડવા માટે તે આપણામાં ઘણું જાણીતું ને માનીતું થઈ પડયું છે. સાધારણ સહેલા રાગો વગાડવા માટે તે ઠીક છે, પણ કેટલાક ભારી ને મોટા રાગોના સ્વરો હાર્મોન્યમના સ્વરોથી બરાબર મળતા નથી, માટે તેવા રાગો સાથે હાર્મોન્યમ વગાડવા કરતાં એકજ સ્વર પકડીને તે સુરપરજ ગાવું વધારે સારૂં છે.

ઑરગન હાર્મોન્યમ કરતાં ઘણું મોટું હોય છે, પણ તે હાર્મોન્યમ કરતાં ઘણુંજ વધારે મધુર છે. આપણા સ્વરો હાર્મોન્યમ કરતાં ઑરગનપર વધારે સારા લાગે છે.

એ ઉપરાંત જલતરંગ, તબલાતરંગ વગેરે વગાડવામાં આવે છે, જે ઘણાજ મોહક લાગે છે. કાચની નાહની નાહની ચઢ ઉતર સાઈઝની પ્યાલીઓમાં પણી વધતું ઓછું નાખીને તેને સ્વરોમાં મેળવીને લાકડીથી વગાડે છે, તેને જલતરંગ કહે છે, હાલમાં પારસી બાનુઓ જલતરંગ વગાડતી ઝાઝી જોવામાં આવતી નથી, પણ હું ધારૂં છું કે થોડા વખત પછી જલતરંગ આપણા વચ્ચે ઘણુંજ જાણીતું ને માનીતું થઈ પડશે.

ચોકકસ સંખ્યામાં તબલાને જૂદા જુદા સુરોમાં મેળવીને વગાડે છે, તેને તબલા તરંગ કહે છે. તબલા તરંગમાં રાગો બહુજ શોભે છે, પણ તે વગાડવું જરા બીકટ છે, ને બહુ પ્રેક્ટીસની તેમાં જરૂર છે.

એ ઉપરાંત વાંસળી વગેરે વાજીંત્રો પણ જો બરાબર વગાડવામાં આવે તો ઘણાજ મધુર લાગે છે.

કોઇપણ વાજીંત્ર વગાડતાં શીખવા માટે ખાસ શીક્ષકની જરૂર હોતી નથી તમોને જો સ્વર જ્ઞાન ને રાગ જ્ઞાન પકકું થયું હોય તો પછી કોઈપણ વાજીંત્ર તમો સહેલાઇથી વગાડી શકો. ફકત તે કેમ વગાડવું તે એકવાર જોઈ લઇને પછી તેનીપર થોડો વખત ચાલુ પ્રેકટીસ કરવાથી કોઇપણ વાજીંત્ર વગાડતાં આવડી જાય છે.

વાજીંત્રો ટ્યુન કરવાનું પણ સહેલું છે, ને તે શીખવા માટે પણ કોઈ ખાસ શીક્ષકની જરૂર નથી. તમારૂં સ્વરજ્ઞાન પકકું હોય, ને કાન તીક્ષણ હોય, તો કોઈપિણ વાજીંત્ર–તે ટ્યુન કરવાની રીત એકવાર જાણી લીધા પછી તમો ટ્યુન કરી શકો.

---

## પ્રકરણ ૬ ઠું.

## કલ્યાણ થાટના રાગો.

હવે આપણે આપણા દશ થાટોમાં આવતા રાગોનું વર્ણન શાસ્ત્ર પ્રમાણે જોઇયે. પહેલો થાટ કલ્યાણ છે, એટલે પહેલે આપણે કલ્યાણ થાટના રાગો વિશે બોલીશું. એના સ્વરો સારેગમંપધની છે.

### રાગ યમન.

યમન, એ કલ્યાણ થાટનો આશ્રય રાગ છે. એનું સ્વરૂપ સરળ ને સંપૂર્ણ છે. એ રાગ પ્રસીધ્ધ અને લોકપ્રીય છે. એનો વાદી ગ, ને સંવાદી ની છે, ને રાત્રીના પહેલા પ્રહરે ગવાય છે.

યમનને કોઈ યમન-કલ્યાણ પણ કહે છે, માટે યમન અને યમનકલ્યાણ રાગો જુદા નથી પણ એકજ છે. કોઈકિ લોકો યમનમાં થોડોક શુધ્ધ મ લઇને ગાય છે, ત્યારે તેને યમનકલ્યાણ કહે છે. એ શુધ્ધ મ આ રાગમાં હમેશાં વીવાદીના નીયમેજ લેવાય છે, ને તે ગંધારની સાથેજ આવે છે—જેમકે ગમગરેસા. પણ સરળ આરોહ અવરોહ કરતી વખતે તો તીવ્ર મધ્યમજ હમેશાં લેવાય છે.

દરેક રાગની મૂખ્ય પકડ, યાને જે મૂખ્ય સ્વરસમૂદાયથી તે સ્પષ્ટ ઓળખાતો હોય, તે હમેશાં જાણેલું હોય તો તેથી રાગ સારી રીતે ધ્યાનમાં રહે છે. યમનની પકડ નીચે મુજબ છે. ગ,રે,ન઼ીરેસા; ગ,રેગ, પમંગ, રેગ, ન઼ીરેગ, ન઼ીરેસા.

### યમનનું રૂપ યાને વિસ્તાર.

ગરેસા, નીરેસા; ન઼ીરેગ, રેગ, ન઼ીરેસા; સાન઼ીધ઼ન઼ીધ઼પ઼, પ઼ધ઼નીધ઼, ન઼ીરેગ, ન઼ીરેસા; ગરેગ, પમંગરેગ, ધપમંગરેગ, નીધનીધપમંગરેગ, ન઼ીરેગમંપરે, ગરેન઼ીરેસા; ગપધપ, સાં–સાં–નીરેંસાં, નીરેંગં, રેંગં, નીરેંસાં, સાંનીધપમંગરેગ, ન઼ીરેગ, ન઼ીરેસા.

કલ્યાણ થાટના સ્વરો સારેગમંપધની એમ બધા તીવ્ર છે, એટલે એ થાટમાં આવનારા બધા રાગોમાં એજ સ્વરો આવશે, તે દર વખતે કહેવાની જરૂર નથી.

## રાગ ભોપાલી.

ભોપાલી રાગને કોઈ ભુપ કલ્યાણ પણ કહે છે. એમાં મની સ્વરો વર્જ છે, એટલે એ ઓડવ રાગ છે. એ સહેલો ને જાણીતો રાગ છે. ગ વાદીને ધ સંવાદી છે, ને રાતના પહેલા પ્રહરે ગવાય છે.

પકડ = ગરેસા, ધ઼સા, સારેગ, રેગ પરેગ ધપગ, ગ, રેસા.

## ભોપાલીનું રૂપ.

ગ, રેસ, ધ઼સા, ધ઼સારેગ, રેગ પ, રેગ, ગરેગપધપગ, ગ. ગરેસા ધ઼સા, સાંરેંસાંધપગ. ગરેગપધસાં, ધપગરેગ, ગરેસા, ધ઼ સા.

## હમીર.

હમીર રાગ કલ્યાણ થાટમાંથી ઉત્પન્ન થાય છે. એને કોઈ ગ્રંથકારોએ શંકરાભરણ થાટમાં ( શુધ્ધ સ્વરોના થાટમાં ) પણ માન્યો છે, કારણ કે એમાં તીવ્ર મં કરતાં શુધ્ધ મ નું મહત્વ વધ રે છે. પણ આપણે તો એને કલ્યાણ થાટમાંજ માન્યો છે. એ રાગ સાવકાશ ગાતાં એમાં શુધ્ધ મધ્યમજ મૂખ્ય કરીને વપડાય છે, ને તીવ્ર મં હમેશાં પંચમની સાથેજ લેવાય છે—જેમકે પમંપ. એકબાર્ગી તીવ્ર મં ન લે તો પણ રાગડાની થતી નથી. કલ્યાણ થાટના બે મધ્યમ લેનારા રાગોમાં હમેશાં એજ માફક આવે છે.

હમીરનો વાદી સાધારણ રીતે ઘણાક લોકો ધૈવત માને છે, કેમકે તે સ્વરપરજ વધુ વજન આવે છે; પણ તેટલાપરથીજ તેને વાદી કહેવો યોગ્ય નથી. શાસ્ત્ર પ્રમાણે જોતાં એને ધૈવતનું વાદીત્વ ઠીક થશે નહિ, કારણ કે એ રાગ રાત્રીના પહેલા પ્રહરે ગવાતો હોવાથી ઉતરાંગવાદી શોભશે નહિ. આપણે એમાં સા વાદી ને પ સંવાદી માનીશું.

હમીરનું સ્વરૂપ વક્ર છે. વક્ર એટલે સારેગમપધની એવી સરળ રીતે આરોહ અવરોહ ન કરતાં, ગમરે, નીધસાં, એવી રીતે થાય તેને વક્ર કહે છે. વક્ર રાગોમાં સરળ આરોહ અવરોહ ન કરતાં ચોકકસ રાગોના ચોકંકસ નિયમેજ સ્વરો લેવાય છે. હમીર પણ વક્ર રાગ હોવાથી તેજ માફક જાણવું. આ રાગમાં આરોહમાં ની, ને અવરોહમાં ગ વક્ર છે, જેમ કે ગમરેસા અને નહિ કે ગરેસા તેમજ ધનીસાં નહિ પણ નીધસાં કરવું.

કલ્યાણ થાટના બે મધ્યમ લેનારા રાગો—જેવા કે હમીર, કેદાર, કામોદ, વગેરેમાં આરોહમાં ગ અને અવરોહમાં ની દુર્બલ (નબળો–યાને નહિ જેવો ) હોય છે.

હમીરની પકડ—સા, ગમધ, નીધસાં, નીધપ, મંપગમધ.

## હમીરનું રૂપ.

સા, ગમધ; સાંનીધપ, મંપગમધ; પપગમધપ, ગમરેસા, ગમધ; નીધ, સંનીરેંસાં, નીધનીપ, મપગમધ, પંગમપ, ગમરેસા, નીસામગપ, ગમધ; સાંનીધપ, મંપધપ, ગમરે, ગમધધપ, ગમરેસા, ગમધ; પપસંસાં, રેંસાં, ગંમંરેંસાં, રેંરેંસાંધ ધનીપ, મંપગમધ.

ઉપલાં રૂપમાં તમે જુવો છો કે રૂપને છેડે એકવાર કોમલ ની લખેલો છે. એ આ રાગમાં વિવાદીના નિયમે લીધો છે. કલ્યાણ થાટના કેટલાક રાગોમાં કોમળ ની એજ માફક (ધનીપ) વિવાદીના નિયમે લેઇ શકાય છે. એવા સ્વરો ને આંગતુક સ્વરો પણ કહે છે. આંગતુક એટલે તે રાગમાં ન આવનારો, પણ વિવાદીના નિયમે લીધેલો સ્વર જાણવો.

## કેદાર.

આ રાગ પણ હમીરના જેવો મોટો ને ગંભીર છે. એમાં પણ બંન્ને મધ્યમ આવે છે, તેમાં તીવ્ર મધ્યમની સ્થીતા હમીરમાં હતી તેવીજ છે, યાને પંચમ સાથે થોડાજ પ્રમાણમાં આવે છે, જેમ કે પમંપ. શુધ્ધ મ તો આ રાગમાં વાદી છે, એટલે તેનું મહત્વ ઘણું છે. મ વાદી, ને સા સંવાદી આ રાગમાં માનવો. વખત રાતનો પહેલો પ્રહર છે. આરોહમાં રે વર્જ છે, એટલે એની જાતિ પાડવ-સંપુર્ણ કહેવાશે. એ કલ્યાણ થાટનો બે મધ્યમ લેનારો રાગ છે, એટલે આપણે હમીરમાં જોયું તેમ એમાં પણ આરોહમાં ગ દુર્બલ, ને અવરોહમાં ની દુર્બલ લેવો. આરોહમાં રે વર્જ છે, ને ગ દુર્બલ છે, એટલે શરૂઆતમાં સા પરથી એકદમ મ પર જવાય છે જેમ કે સામ.

આ એક રાગ એવો છે કે જેમાં કોઇવાર બંન્ને મધ્યમ, (શુધ્ધ અને તીવ્ર) એકેક પછી સાથે લેવાય છે. આવું કૃત્ય વારંવાર શોભતું નથી, પણ કોઇવાર ખુબીથી સંભાળીને કીધું હોય તો તે ઘણું સારૂં લાગે છે. એજ માફક લલત વગેરે કેટલાક ચોકકસ રાગોમાં પણ થાય છે.

કેદારના કેટલાક પ્રકાર છે, જેમ કે ચાંદની કેદાર, મલુહા, જલધર, વગેરે. કેદારમાં તીવ્ર મં નો થોડો જાસ્તી પ્રયોગ કરીને, અવરોહમાં થોડો કોમળ ની

લઇને ચાંદની કેદારનું રૂપ પ્રગટ કરી શકાય છે. જલધર, મલુહા વગેરે આગળ જતાં બીજા થાટમાં આવે છે.

કેદારને કેટલાક લોકો શંકરાભરણ થાટમાં માને છે, કેમ કે એમાં શુધ્ધ મ નું મહત્વ વધારે છે. પણ એમાં તીવ્ર મં આવતો હોવાથી આપણી પધ્ધતિમાં આપણે એને સગવડને ખાતર કલ્યાણી થાટમાં માન્યો છે.

કેદારની પકડ—સામ, મપ, ધપમ, મરેસા.

## કેદારનો વિસ્તાર.

સામ, મપ, ધપ, મ-મરેસા; સારેસા, મ-મ, પધપ, મ-મ, સાંધપમ-મ, પધપમ-મરેસા; સારેસા, મમરેસા, પમંપધપ, મમરેસા, સાંધસાંરેંસાંનીધપ, મંપધપ, મમરેસા; પપસાંસાં, રેરેંસાંસાં, મંમંરેંસાં, સાંરેંસાં, ધધપ, મંપધપ, મમરેસા.

## કામોદ.

કામોદ પણ કલ્યાણ થાટનો બે મધ્યમ લેનારો રાગ છે. એ રાતે પહેલા પ્રહરે ગવાય છે, ને પ વાદી ને રે સંવાદી છે. એ વક્ર રાગ છે, અને સુંપુર્ણ છે. એમાં રે પ ની સંગતી ઘણી શોભે છે.

કામોદની પકડ—રેરેપપ, મંપધપ, ગમપ, ગમરેસા.

આરોહમાં ગ ને અવરોહમાં ની દુર્બલ કરવાનો નિયમ આ રાગને પણ લાગુ પડે છે, તે ધ્યાનમાં રાખવું.

## કામોદનું રૂપ.

સારેપપ, મંપધપ, ગમપ, ગમરેસા; રેપમંપ, ધધપપ, ગમપગમરેસા, સારેસા, મરેપ, ધપ, નીધપ, સાંનીધનીધપ, મંપધપ, રેરેપપ, ગમરેસા, પપસાંધસાં, રેસાં, ગંમંપં, ગંમંરેંસાં, સાંરેંસાંનીધપ, મંપધપ, ગમરેસા.

## છાયાનટ.

એ પણ કલ્યાણ થાટનો વક્ર રાગ છે, ને ઘણોજ મધુર લાગે છે. એમાં પંચમ પરથી રેખબ પર મીંડમાં આવવાનું છે, તે ઘણું શોભે છે. એ સંપુર્ણ રાગ છે, પ વાદી ને રે સંવાદી છે. ગાવાનો વખત રાતનો પહેલો પ્રહર છે.

પકડ—ધપ, રેગમપ, ગમરેસા.

## છાયાનટનું રૂપ.

સાધપ, રેગમપ, ગમરેસા; સસારેરે, રેગમપ, મગમરે, સારેસા; ગમપ, ગમરે, ધપ, ગમરે, રેગમપ, ગમરેસા; સારે સાધપ, પપરેરે, રેગમપ, ગમરેસા; પપસાસાં રેંરેંસાં, રેંગંમંપં, ગંમંરેસાં. સાંરેસાં, ધધનીપ, રેગમપ, ગમરેસા.

## ગૌડ સારંગ.

એ પણ કલ્યાણ થાટનો, બે મધ્યમ લેનારો, વક્ર રાગ છે. એનો વખત બપોરનો માન્યો છે. જો કે બધા તીવ્ર સ્વરોનો (ખાસ કરીને તીવ્ર ગ નો) આ રાગ બપોરની વખતે વિસંગત લાગે છે, તો પણ એને સારંગ નામ આપેલું હોવાથી બપોરનો વખત માન્યો છે. પણ એમાં સારંગ રાગનું અંગ તો બીલકુલ આવતુંજ નથી. આવા તીવ્ર સ્વરોનો રાગ એક અપવાદ તરીકેજ બપોરે ગવાય છે. ગૌડસારંગમાં ગ વાદી ને ધ સંવાદી છે. ગ અને ધ બંને સ્વરો આ રાગમાં ઘણા બઢે છે.

પકડ=ગરેમગ, રેગરેમગ, પરેસા.

## ગૌડસારંગનું રૂપ.

સા, ગરેમગ, રેગરેમગ, પરેસા; ગરેમગ, પપ, મંપધપ, નીધપ, મંપધધપ, મગરેમગ, પરેસા; નીસા ગરેમગ, પમંધપ, નીધસાંની રેંસાંનીધનીપ, મંપધપ, મગરેમગ, પરેસા, ગરેમગ; પપસાં રેંસાં, ગંરેંમંગં, પંરેસાં; રેંરેંસાંની ધનીધપ, મંપધપ, મગરેમગ, રેગરેમગ, પરેસા.

## શામ.

શામ અથવા શ્યામ રાગ કલ્યાણ થાટમાંથી નીકળે છે. એ અપ્રસીધ્ધ રાગ છે. એમાં સા વાદી ને મ સંવાદી છે. વખત રાતનો પહેલો પ્રહર છે. આરોહમાં ધ વર્જ છે, એટલે એ ષાડવ સંપુર્ણ કહેવાશે. એમાં મ પરથી રે પર મીંડમાં આવીને પછી નીસા લેવાથી એ રાગ સ્પષ્ટ ઓળખાય છે, જેમકે મરે નીસા.

પકડ=નીસા, રેમ રે, નીંસા, મંપ, ધપ મંપ, મરે, પગ, મરે, નીસા.

## શામનું રૂપ.

નીસા, રે મરે, નીસા, પુનીસા, રેમરે, મંપ, ધપમંપ, પગ, મરેનીસા પપસાં, રેંસાં નીસાં, રેંમંરેં, નીસાં, નીધપ, મંપ, નીરેંની, મંપ, ધમંપ, મરે, નીસા.

## શુધ્ધ કલ્યાણ અને ચંદ્રકાંત.

શુધ્ધ કલ્યાણ રાગ. કલ્યાણ થાટનો છે. આરોહમાં મની સ્વરો વર્જ છે. એટલે એ ઓડવ સંપૂર્ણ છે. એ ભોપાલી રાગની ઘણો નજીક છે, માટે ગાતી વખતે એને ભોપાલીથી જૂદો રાખવાની સંભાળ લેવી. આ રાગ આરોહમાં ભોપાલી જેવો ને અવરોહમાં યમન જેવો દેખાશે. એમાં વાદી ગ, ને સંવાદી ધ છે. અવરોહમાં મધ્યમ દુર્બલ છે. એ ગાવાનો વખત રાતનો પહેલો પ્રહર છે. મંદ્ર અને મધ્ય સ્થાનમાંજ એનો વિસ્તાર અધીક થાય છે.

પકડ=ગરેસા, ધ઼સા, સાની઼ધ઼પ઼, ધ઼સારેગ, ગપગ, ગરેસા.

## શુધ્ધ કલ્યાણનો વિસ્તાર.

ગરેસા, સારેસા, ની઼ધ઼પ઼, સારેગ, પગ, રેગરેસા, સાની઼ધ઼પ઼, પ઼ધ઼પ઼સા, ગરેગ, પમંગરેગ, પરેસા, સાંધપગ, રેગ, ધપગરેગ, ગરેસા: પગ, પધપસાં, સાંરેંગરેંસા, રેંસાંનીધપ, ગરેગ, પરેસા.

હવે, કલ્યાણ થાટમાં મની સ્વરો તદન વર્જ કરવાથી ભોપાલી રાગ થાય છે, ને માત્ર આરોહમાંજ મની વર્જ કરવાથી શુધ્ધ કલ્યાણ થાય છે. તેમજ આરોહમાં માત્ર મધ્યમ વર્જ કરવાથી ચંદ્રકાંત નામે એક રાગ ઉત્પન્ન થાય છે. એ રાગ અ પ્રસીધ્ધ છે. એમાં આરોહમાં મ વર્જ હોવાથી એ ષાડવ—સંપુર્ણ છે; ગ વાદી નેની સંવાદી છે, ને રાતના પહેલા પ્રહરે ગવાય છે. તે નીચે મૂજબ છે. ગરેસા, ની઼ધ઼પ઼, સારેગરેસા, નીરેગ, રેગ, ગપરેગ, પમંગ, રેગરેસા.

## રાગ હીંડોલ.

હીંડોળ રાગ કલ્યાણ થાટમાંથી ઉત્પન થાય છે, એ મોટો ને ગંભીર રાગ છે. એમાં રેપ સ્વરો વર્જ છે, એટલે એ ઓડવ રાગ છે. એમાં ધ વાદી, ને ગ સંવાદી છે, ને સહવારે પ્રાતકાળે ગવાય છે. એમાં આરોહમાં ની હંમેશાં વક્ર કરવો—જેમકે—મધનીધ, સાં અને જો એમ ન કરતાં મધનીસા એવો સરળ આરોહ કરશો તો તુરતજ સોહની નામે એક બીજો રાગ છે, તે ઉત્પન થશે.

પકડ=સાધ઼ સા ગ, મંધનીધ, મંગસા.

## હીંડોલનું રૂપ.

સાધ઼સા, ગ, સા, ગમંગસા, સાની઼ધ઼ની઼ધ઼મં઼ધ઼સા, ગમંગગસા, સાગ, મંધનીધ, મંગસા; ગ, મધસાં, ગંમંગંસાં, સાનીધ નીમંધ, મંગસા.

## માલશ્રી.

માલશ્રી કલ્યાણ થાટમાંથી નીકળે છે. એ પણ ઓડવ રાગ છે, ને એમા રે ધ વર્જ છે. કલ્યાણ થાટના ઓડવ રાગોમાં-મની વર્જીત ભોપાલી થયો, આરોહમાંજ મની વર્જ કરતાં શુધ્ધ કલ્યાણ થયો, રેપ વર્જ કરતાં હીંડોળ થયો, ને રેધ વર્જ કરતાં માલશ્રી થયો. આ સર્વે બાબદો ધ્યાનમાં રાખવાજોગ છે. એમાં પ વાદી, સા સંવાદી છે, તે દીવસના ચોથા પ્રહરે ગવાય છે. આ રાગ, શંકરા રાગની નજીકનો છે, માટે તેમાં ભેળાઇ ન જાય તે સંભાલવું. શંકરામાં ધ છે, અને મ નથી એટલે તે સહેજે નિરાળો થઇ શકશે. માલશ્રી રાગ ઝાઝો પ્રસીધ્ધ નથી.

પકડ=સા સા, ગપસાં, નીપમંગ, પગસા.

### માલશ્રીનું રૂપ.

પગસા, સાગપ, પગ સા, પનીસા ગપગ, મંગસા; નીસા. ગપમંગ, પમંગ, મંગ, સાગમંગ નીપમંગ, પગ સા; ગપસાં, નીસાં, ગંસાં, નીગમંગપસાં, સાંનીપ, પમંગ, પગ સા.

---

## પ્રકરણ ૭ મું.

### બીલાવલ થાટના રાગો.

કલ્યાણ થાટના રાગો પુરા કર્યા પછી હવે આપણે બીલાવલ થાટના રાગો હાથ ધરી શું. બીલાવલ થાટને ગ્રંથમાં શંકરાભરણ થાટ કહયો છે; તે આપણે આગળ જોઈ ગયાં. એ થાટના સ્વરો સારેગમપધની એમ બધા શુદ્ધ સ્વરોજ છે, માટે એ થાટના દરેક રાગોમાં એ શુધ્ધ સ્વરોજ આવશે, એટલે તે દર વખતે જૂંદું કહેવાની જરૂર રહેશે નહિ.

### રાગ બીલાવલ.

બીલાવલ રાગ બીલાવલ થાટનો આશ્રય રાગ છે. એનો વાદી ધ, સંવાદી ગ છે, ને સહવારના પહેલા પ્રહરે ગવાય છે. એ રાગ સંપુર્ણ છે. આરોહમાં મની સ્વરો દુર્બલ છે, ને અવરોહમાં ગ વક્ર છે. બીલાવલના બધા પ્રકારમાં અવરોહમાં ગ વક્ર આવશે, જેમકે ગમરેસા. આ બીલાવલને શુધ્ધ બીલાવલ કહે છે, ને તેનો આરોહ અવરોહ સારેગમપધનીસાં-સાંનીધપમગરેસા એમ સરળ માને છે. ને એમાંજ આરોહમાં મ વર્જ કરીને અવરોહમાં ધૈવત સાથે થોડો

કોમળ નિ લઇને અલૈયા–બીલાવલ ઉત્પન્ન કરે છે. પણ હાલમાં કોઇપણ ગવૈયાને તમે બીલાવલ ગાવા કહેશો તો તે અલૈયાજ ગાશે, કેમકે તેનેજ સાધારણ રીતે બીલાવલ માને છે, ને શુધ્ધ બીલાવલ કોઈ ઝાઝું ગાતું નથી. અલૈયા બીલાવલ પ્રસિધ્ધ અને લોકપ્રીય રાગ છે. પકડ=સગરે, ગપધનીસાં–ધનીધપ, મગમરે, પગમરેસા.

બીલાવલના બીજા ઘણા પ્રકારો આવે છે, તે આપણે આગળ ચાલતાં જોઈશું.

## અલૈયા—બીલાવલનું રૂપ.

સાગરે, ગમરેસા, ધપ, ધમગ, મરેસા; ગમરે, ગપધ, ગમરે, ધપમગમરે, ગપમગમરેસા; સાંનીધપ, ધનીધપ, મગમરે, પગમરેસા; પપધનીધનીસાં, સાંરેંગં-મંરેંસાં, સાંધનીધપ, મગમરે ગપધગમરેસા.

## યમની અને દેવગીરી.

યમની, આ પણ એક બીલાવલનોજ પ્રકાર છે, તેથી એને કોઈ યમની–બીલાવલ પણ કહે છે. એ રાગ યમન અને બીલાવલના મીશ્રણથી થયો છે. એમાં બંન્ને મધ્યમ આવે છે. પણ એ સહવારનો રાગ હોવાથી એમાં તીવ્ર મ કરતાં કોમળ મનું પ્રાબલ્ય વધારે છે. વાદી સાં, સંવાદી પ છે.

પકડ=સારેગમરે, ગપ, મગરેસા, પમંગ, મગરે, ગમરેસા.

## યમનીનું રૂપ.

સારેગરેસા, નીસા, પધનીસા, સાગરે, ગપધ, ગમરે, પમંગ, ધપમંગ, પગમરેસા; પધનીધસાં, નીધસાં, સાંરેગંમંરેંસાં, ધસાં રેંસાંનીધપ, પમંગ, મગમરેસા.

યમનીને મળતોજ બીલાવલનો એક બીજો પ્રકાર દેવગીરી નામે છે, તે કલ્યાણને બીલાવલના મીશ્રણથી ઉત્પન્ન થાય છે. એમાં પણ સા વાદી, પ સંવાદી, ને સહવારે પહેલા પ્રહરે ગવાય છે. દેવગીરી રાગ અપ્રસીધ હોવાથી તેની વિષેશ માહીતી તથા સ્વર વિસ્તાર અંત્રે આપ્યાં નથી.

## દેશકાર.

એ ઓડવ રાગ છે, એમાં મની વર્જ છે, તેથી એ ભોપાલીની ઘણો નજદીક છે. મની વર્જીત રાગો ઘણા છે, ને તે બધાને નીરનીરાળા ઓળખ-

વાની રીત ધ્યાનમા રાખવી જોઇએ. કલ્યાણ થાટમાં મની વર્જ કરવાથી ભોપાલી થયો, માત્ર આરોહમાંજ કલ્યાણ થાટમાં મની વર્જ કરવાથી શુધ્ધ કલ્યાણ થયો; હવે બીલાવલમાં મની વર્જ કરવાથી દેશકાર થયો, તેમજ આગળ જતાં ભૈરવમાં મની વર્જ કરવાથી બીભાસ નામનો રાગ થશે, ને ભૈરવીમાં મની વર્જ કરવાથી ભુપાલ રાગ થશે. એ સર્વે મની વર્જીત રાગોની પકડ, તથા વાદી સ્વર ધ્યાનમા રાખવો.

દેશકારમાં ધ વાદી, ને ગ સંવાદી છે, ને સહવારે પહેલા પ્રહરે ગવાય છે.

પકડ=ધધપ, ગપધપ, ગરેસા.

## દેશકારનું રૂપ.

સાધધપ, ગપધપ, ગરેસા; સારેગપધધપ, સંધસાંસાંધપ, ગપધધપ, ગપધપગરેસા; ગપધસાં, ધસાં; ધધસારેંગરેસાંધ, ગપધસાં, ધધપપ, ગપધપ, ગરેસા.

## બીહાગ અને બીહાગડા.

બીહાગ રાગ ઘણો સહેલો ને જાણીતો છે. એ બીલાવલ થાટમાંથી ઉત્પન થાય છે, વાદી ગ, સંવાદી ની છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. એમાં આરોહમાં રેધ વર્જ છે, એટલે એ રાગ ઓડવ સંપુર્ણ છે.

પકડ=સા, ગમપ, ની, સાં સાંની, ધપ, ગમગ, રેસાની.

એમાં કોઇવાર તીવ્ર મં વીવાદીના નીયમે પંચમ સાથે લેવાય છે.

## બીહાગનું રૂપ.

સા, ગમપ, ગમગ, રેસા,. નીસા, પનીસા, ગ, રેસ; ગમપ, ગમગ, નીનીધપમંપ, ગમગ, સગમપ, ગમગ, રેસા. ગમગમપ, નીની, સાં, નીસાં, ગં, રેંસાં, ની, ધપ, મંપનીધસાંનીપ, ગમપ, ગમગ, રેસા.

બીહાગને કોઇક સંસ્કૃત ગ્રંથમાં બીહાગડા કહ્યો છે, પણ હાલમાં પ્રચારમાં જે બીહાગડાને નામે રાગ ઓળખાય છે, તે બીહાગ નહિ પણ જુદોજ રાગ છે. બીહાગડામાં અવરોહમાં કોમળ ની લેવાય છે, તથા વાદી મ હોઇને તે છુંટો તથા સ્પષ્ટ દેખાડવામાં આવે છે, જેમકે સાગ, ગમ; આથી તે બીહાગથી જુદો પડે છે. તે આવી તરાંહથી ગાવામાં આવે છે—સાગ, ગમ, મધ, મધની, ધપમ, પમગ, સાગ ગમ; ગમપની, સાંનીધપ, મપમગરેસા, સાગ, ગમ. આ રાગ ઝાઝો પ્રસીધ્ધ ન હોવાથી તે વિષે અંત્રે આટલુંજ જાણવું બસ થશે.

## શંકરા.

શંકરા ત્રણ પ્રકારે ગવાય છે—ઓડવ, ષાડવ, ને સંપુર્ણ. ઓડવમાં "મરે" વર્જ, ષાડવમાં મ વર્જ, ને સંપુર્ણમાં તીવ્ર મં આવે છે. પણ હાલમાં એ સંપુર્ણ પ્રકાર પ્રચારમાં ગવાતો નથી. અંત્રે તો ઓડવને ષાડવ એજ પ્રકાર ગવાય છે, તેમાં પણ ઘણું કરીને ષાડવજ પ્રસીધ્ધ છે. આપણે પણ તેજ શીખવો છે. એમાં ધ વર્જ નથી, પણ એ રાગ બીહાગ અંગે ગવાતો હોવાથી એમાં ધ દુર્બલ છે. એનું સ્વરૂપ કાંઇક અંશે બીહાગ જેવુંજ છે, પણ બીહાગમાં મ સ્પષ્ટ આવતો હોવાથી આ બંન્ને રાગો સહેજે નિરાળા થઈ શકશે. સા પપ, ગપગસા આ ભાગ શંકરા તથા માલશ્રી બંન્નેમાં આવશે, પણ માલશ્રીમાં તીવ્ર મં છે, અને ધ વર્જ છે, જ્યારે શંકરામાં મ વર્જ કરીને ધ લેવાય છે, એટલે એ બંન્ને રાગો પણ નિરાળા ઓળખી શકાશે. શંકરામાં વાદી કોઇ સા માને છે, ને કોઇ ગ માને છે. તે રાતે બીજા પ્રહરે ગવાય છે.

પકડ=નીપ, ગપગ, સા.

## શંકરાનું રૂપ.

સાગપગસા, ન઼ીસા, ગપગસા, ગપનીપગપગસા, સાગપ, નીધપ, ગપનીધસાંનીપ, ગપગસા, સારેંસા, ગપગસા, પપસાં, રેંસાં, ગંપંગંસાં, સારેંસાંનીધપ, ગપનીધસાંનીપ, ગપગસા.

## કુકુભ.

આ એક બીલાવલનોજ પ્રકાર છે. એ રાગ, બીલાવલ અને જયજયવંતીના મીશ્રણુથી થાય છે, માટે એ બંન્ને રાગોના અંગ એમાં દેખાશે. એના અવરોહમાં બીલાવલ સ્પષ્ટ દેખાશે. એમાં મૂખ્ય કરીને રે સ્વર સાંભળતાં જયજયવંતીનો ભાસ થાય છે, પણ એમાં કોમળ ગ઼ ન આવતો હોવાથી જયજયવંતીથી તે નિરાળો થઇ શકશે. આ રાગ સાધારણ નથી. તેમજ તે ગાવો પણ સહેલો નથી. એમાં વાદી રે. ને સંવાદી પ છે. તે નીચે મૂજબ ગવાય છે. વખત સહવારનો છે.

પપમગ, રેગ, સારેસા, ન઼ીસા, રેમપ, મગરેગસા; ધનીધપ, ધમગ, રેગસા, રેમપધમગમરેસા; પપધનીધનીસાં, રેંસાંનીધપ, ગમરે, ગપધનીધપ, મગરેગસા.

## સરપરદા.

એ પણ એક બીલાવલનોજ પ્રકાર છે. એમાં યમન, અલૈયા, ને ગૌડ, એ

ત્રણ રાગો મળે છે. એ રાગ ઘણો પ્રાચીન નથી. પણ અમીર ખુશરો નામના ગાયકે પાછળથી ઉત્પન્ન કર્યો એમ કહેવાય છે. સા વાદી, ને પ સંવાદી છે, ને સહવારના પહેલા પ્રહરે ગવાય છે.

## શુદ્ધ નાટ, તથા નટ બીલાવલ.

નાટ રાગ બીલાવલ થાટમાંથી ઉત્પન્ન થાય છે, એનું સ્વરૂપ સ્વતંત્ર છે. વાદી મ સંવાદી સા છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. અવરોહમાં ધગ સ્વરો વક્ર છે, જેમકે સાંનીધનીપ, અને મગમરેસા. એમા મ છુટો છોડવામાં આવે છે, જેમકે સાગમ. પગમ, વગેરે.

## નાટનું રૂપ.

સાગમ. પગમ, રેગમપ મગમરેસા; સાગમ, પમગમ, મપધનીપ, મપમગમ, સારેસા, રેગમપ, મગમરેસા, પપધસાં, નીસારેંસાં સાંરેંગંમંરેંસાં, સાંનીધનીપ, મપમગમ. રેગમપ, મગમ, સારેસા.

નાટ અને બીલાવલના મીશ્રણથી નટ બીલાવલ નામનો રાગ થાય છે. તેમાં મ વાદી છે, ને સહવારના પહેલા પ્રહરે ગવાય છે. તેનું રૂપ આવું છે,

સાગ, ગમ, પમ, ગમપધનીસાં, નીધનીપ, મગમરેસા; પપધની, ધનીસાં; સાંનીધપ, ધનીપ મપમગમરેસા; સાગ, ગમ.

## શુકલ બીલાવલ.

નટ બીલાવલના જેવોજ આ રાગ પણ છે. એ પણ સહવારે પહેલા પ્રહરે ગવાય છે, મ વાદી છે, ને નટની માફકજ તે છુટો છોડવામાં આવે છે. એમાં પણ નટબીલાવલ માફક સાગ. ગમ. એમ શરૂઆત થાય છે, એટલે આ બંન્ને રાગો નિરાળા કરવાની જરા પંચાત પડે છે. ( આરોહમાં રે દુર્બલ છે. ) પણ નટમાં છાયાનટના જેવો " રેગમપ " ભાગ આવે છે, તે આ રાગમાં આવશે નહિ. એ રાગ આ માફક ગવાય છે.

સાગ, ગમ, ગમપ, મગમરેસા; રેગમ; પપધનીધનીસાં. સાંરેંગંમંરેંસાં, સાંનીધપ, ધનીધપમ, મપમ, ગરેગમ, પમગમ, રેરેસા; સાગ, ગમ.

## લચ્છા સાખ.

આ એક અપ્રસીધ્ધ રાગ છે. એમાં પુર્વાંગમાં જીંજોટી, ને ઉતરાંગમાં બીલાવલનો ભાગ આવે છે, એટલે જીંજોટી ને,બીલાવલના મીશ્રણથી આ રાગ

થાય છે. ધ વાદી, ને ગ સંવાદી છે, ને સહવારે પહેલા પ્રહરે ગવાય છે. આ રાગ અપ્રસીધ્ધ હોવાથી તેનુ રૂપ આપ્યું નથી.

## મલુહા.

આ કેદારનો એક પ્રકાર છે. શુધ્ધ કેદાર, ને ચાંદની કેદાર વિષે આપણે કલ્યાણ થાટમાં જોઇ ગયાં, હવે આ મલુહા કેદાર કહેવાય છે. આ રાગ કલ્યાણ થાટમાં ન આવ્યો તેનું કારણ એ કે એમાં તીવ્ર મં બીલકુલ લેવાનો નથી. એ રાગ મધ્ય ને મંદ્ર સપ્તકમાં અઢીક ગવાય છે. આ રાગ, કેદાર જેટલો પ્રસીધ્ધ નથી. કોઇકો કહે છે કે કેદાર, કામોદ, ને શ્યામ, એ ત્રણ રાગો મીક્ષ કરવાથી મલુહા થાય છે. આરોહમાં "રેધ" દુર્બલ છે. સા વાદી, પ સંવાદી છે, ને રાતે બીજા પ્રહરે ગવાય છે.

પકડ=સારેસા, પ્મ્પ, ન઼ીસા; ગમપ. ગમરેસા.

## મલુહાનું રૂપ.

સારેસા, પ્મ્પ, ની઼સા, રેરેસા, ન઼ીસા, પન઼ીસારેસા. ગમપ, ગમરેસા; સાગમરે, ગમપ, ગમરે, ન઼ીસા; ગમરે, પગમરે ન઼ીસા પ્મ્પની઼સા. ગમપ, ગમરે ન઼ીસા.

## હેમ કલ્યાણ.

આ અપ્રસીધ્ધ રાગ છે, ને તે બહુજ થોડા લોકો ગાઇ જાણે છે. એ મલુહાને ઘણોજ મળતો આવે છે. એમાં આરોહમાં ધની સ્વરો વર્જ છે, ને અવરોહમાં પણ ની તો વર્જજ છે. એને કોઇ હેમખેમ પણ કહે છે. એ પણ મંદ્ર ને મધ્યમ સપ્તકમાંજ ગવાય છે. એ અપ્રસીધ્ધ હોવાથી એનું રૂપ આપ્યું નથી.

## દુર્ગા.

દુર્ગા રાગના બે પ્રકાર છે, એક મલ્લાર અંગનો, ને બીજો ખમાજ અંગનો. મલ્લાર અંગનો દુર્ગા રાગ બીલાવલ થાટમાંથી ઉત્પન્ન થાય છે, જ્યારે ખમાજ અંગનો દુર્ગા ખમાજ થાટમાંથી ઉત્પન્ન થાય છે. આપણે અંત્રે બીલાવલ થાટનાજ રાગો હમણા કર્યે છીયે, એટલે તેજ થાટનો મલ્લાર અંગનો દુર્ગાજ લઇશું.

એ રાગ ઓડવ છે, ને ગની વર્જ છે. મ વાદી, સા સંવાદી છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે.

પકડ=પમપધ મ રે, પધમરે, સારેસા.

## દુર્ગાનું રૂપ.

પપધ઼ે મ રે, પધ઼મરે, સારેસા; સાંધસાંરે, પધમરે, મપધમ, મરેસા; ધધમ રેપધમરે, પમપધમમ, સારેસા, ધ઼સા; મપધમ, સાંધમ, રેપધમ, રેસારેસા; મમપસાં, સારેમરેંસાં, પધ઼ે મ, મપસાં, રેરેંધસાં, પધમ, મપધમ, મરેસા.

## હંસધ્વની.

આ રાગ આપણી તરફ (હીંદુસ્તાની પધ્ધતિમાં) ઝાઝો પ્રસીધ્ધ નથી, પણ એ કર્નાટકી પધ્ધતિનો હોવાથી દક્ષીણ તરફના લોકો એ ગાય છે. એ બીલાવલ થાટમાં છે, ને “ મધ ” સ્વરોવર્જ હોવાથી ઓડવ છે. ગ વાદી, ની સંવાદી છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. મધ સ્વરો વર્જ હોવાથી કાંઇક અંશે શંકરા જેવું દેખાય છે.

## ગુણકલી.

આ પણ એક અપ્રસીધ્ધ રાગ છે. એ રાગ, કલ્યાણ અને બીલાવલના મીશ્રણથી થાય છે. એવા અપ્રસીધ્ધ રાગો ઘણાંજ થોડાંને આવડે છે, ને તે ક્વચીતજ, જવલેજ, સાંભળવામાં આવે છે. એવા અપ્રસીધ્ધ રાગો જો શીખવ.જ હોય, તો કોઇક પ્રસીધ્ધ ગાયકના ગીતો, કોઈ તેવાજ વીદવાન ઉસ્તાદ પાસેથી શીખીને તેજ બરાબર મોઢે કરવાં જોઇયે, ગુણકલીનો બીજો એક પ્રકાર છે. તેમાં રેધ કોમળ આવે છે, તેથી તે ભૈરવ થાટમાં આવશે.

## પહાડી.

આ રાગ પ્રાચીન ગ્રંથમાંનો નથી, પણ એક આધુનીક પ્રકાર કહેવાય છે. એ મંદ્ર અને મધ્ય સ્થાનમાંજ વધુ ગવાય છે, ને સાંજ તે શોભે છે. મની સ્વરો દુર્બલ છે. આ રાગમાં મંદ્ર ધ઼ કાંઇક ઔર તરાહથી ગવાય છે, તે ધ્યાનમાં રાખશો કે ઝટ આ રાગ ઓળખાશે. વાદી સા, ને સંવાદી પ છે, ને કોઇપણ ટાઇમે ગવાય છે. એ બીલાવલ થાટમાં હોવાથી એમાં બધા શુધ્ધ સ્વરો આવશેજ. કોઇકો કહે છે કે આરોહમાં મની સ્વરો તદન વર્જ કરવા, ને અવરોહમાં તે દુર્બલ રાખવા. એ સ્વરો આ રાગમાં નહિ જેવાજ લાગશે.

## પહાડીનું રૂપ.

સારેગરેસારેસા, નીધ઼પધ઼, સારેગ, ગમગરે, સારેગસા ધ઼પધ઼, સા, ગગપધ, સાંધ, પધપ, ગરેસાધ઼, રેસા, ધ઼પધ઼સા.

### માંડ.

ગવૈયાઓ માંડને રાગ નહિ પણ ધુન કહે છે. મોટા ગવૈયાઓ એની કીંમત બહુ ઓછી ગણે છે. એ રાગમાં ખ્યાલ, ધ્રુપદ વગેરે ઉંચ પ્રતિના ગાયનો હોતાં નથી. એ રાગ ગુજરાત તરફ અધીક ગવાય છે, અને ઘણી ખરી ગુજરાતી ગરબીઓ એ રાગમાં હોય છે. વાદી સા, સંવાદી મ; વખત કોઈપણ.

આ રાગ એટલો સહેલો ને સાધારણ છે કે જે લોકોને સંગીતનું બીલકુલ જ્ઞાન ન હોય, તેવાંઓ પણ એકવાર એ સાંભળ્યા પછી ગાઈ શકે છે. તો પણ એ મધુર લાગે છે. એમાં ની કંપીત (ધ્રુજતો) હોય છે. એમાં મ વચ્ચે છુટો છોડવામાં આવે છે, જેમકે સાં, નીધ, મ.

### માંડનું રૂપ.

સાં, નીધ, મ, મપધની, ધપ, પધનીસાં, ધસાં, સાંરેંસાંધ, પધપમ, પગ, મરે ગસા. વગેરે.

---

## પ્રકરણ ૮ મું.

### ખમાજ થાટના રાગો.

આપણે પહેલાં તીવ્ર સ્વરોનો કલ્યાણ થાટ પુરો કર્યો, પછી શુધ્ધ સ્વરોનો બીલાવલ થાટ પુરો કર્યો; હવે આપણે ખમાજ થાટ લઈશું કે જેમાં <u>ની</u> કોમળ ને બાકીના બધા શુધ્ધ સ્વરો આ માફક છે—સારેગમપધ<u>ની</u>. આગળ કહેવામાં આવ્યું છે તેમ ખમાજને ગ્રંથમાં કાંભોજી કહયો છે. પ્રચારમાં કોઇ ખમાજ, ને કોઇ ખમાચ બોલે છે. હવે આપણે તે શરૂ કરીશું.

### જીંજોટી.

ખમાજ થાટનો આશ્રય રાગ ખમાજ નહિ પણ જીંજોટી છે, માટે આપણે પહેલાં તેજ લઇશું. એ સંપુર્ણ હોઇ એમાં વાદી ગ, સંવાદી ની છે. રાતે બીજા પ્રહરે ગવાય છે. ખમાજ થાટના સર્વે રાગોમાં <u>ની</u> કોમળ ને બાકીના શુધ્ધ સ્વરો આવશે, તે દરવખતે કહેવાની જરૂર નથી. ખમાજ થાટના રાગોમાં જો કે ની કોમળજ છે, તો પણ આરોહમાં ની જરા ચઢાવીને ગાવાનો રીવાજ છે. જીંજોટીના ઘણાક ગીતો મંદ્ર ને મધ્ય સ્થાનમાંજ ગવાય છે, પણ કોઇક વળી તાર સપ્તકમાં પણ ગવાય છે.

પકડ—ધ઼સા, રેમગ, રેસ, ની઼સારેસા, <u>ની઼</u>ધ઼પ઼, ધ઼સારેમગ.

## ઝીંઝોટીનું રૂપ.

ધ઼ સા, રે મ ગ, પ મ ગ, સા, રે મ ગ, રે સા, ની ધ઼ પ઼, ધ઼ સા, રે મ ગ, મ પ મ ગ, રે રે પ મ ગ, સા રે સા, ની ધ઼, ની ધ઼ પ઼, ધ઼ સા, રે મ ગ; ધ ની ધ પ, સાં, રેં સાં, ની ધ પ, મ ગ રે. પ મ ગ રે સા, ધ઼ સા, રે મ ગ.

## ખમાજ.

આ પ્રસિધ્ધ ને મધુર રાગ છે. એમાં ગ વાદી, ની સંવાદી છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. આ રાગ સાધારણ હોવાથી તે સર્વેને આવડે છે. જાતિ ષાડવ–સંપુર્ણ છે, આરોહમાં રે વર્જ છે. એના અંત્રા ઘણું કરીને ગ મ ધ ની સાં, નીસાં, એવી તરાહથી આવશે.

પકડ=સા ગ મ પ, ગ મ ગ; ગ મ ધ ની સાં, ની સાં રેં સાં, ની ધ, મ પ ધ, મ ગ.

## ખમાજનું રૂપ.

સા ગ મ પ, ગ મ ગ, ની ધ, ગ મ ગ, સા ગ મ પ ધ, મ પ ની સાં, સા રેં સાં ની ધ, મ પ ધ મ ગ, સા ગ મ પ, ની ધ પ, ગ મ ગ, રે સા, ગ મ ધ ની સાં, ની સાં, ની સા રેં સાં, ની ધ, ગ મ પ ની સાં ની ધ પ, ગ મ પ, ની ધ પ, ગ મ ગ, સા ગ મ પ, ની ધ, મ પ ધ. મ ગ.

## તીલંગ.

ખમાજ થાટમાંથી તીલંગ રાગ નીકળે છે. એમાં રેધ વર્જ હોવાથી એ ઓડવ રાગ છે. ગ વાદી, ની સંવાદી છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. તીલંગનુ રૂપ નીચે મુજબ છે.

સા, ગ મ પ, ની પ, ગ મ ગ, પ ગ મ ગ, સા; ની઼ સા ગ મ પ, ગ મ ગ, ની પ, સાં ની પ, ગ મ ગ, સા; ની઼ સા ગ મ પ ની પ, સાં ની પ, ની પ, ગ મ ગ, પ ગ મ ગ, ની઼ સા; ગ મ પ, ની઼ સાં, ની઼ ની સાં, સાં ગ સાં, ની સાં ગં મં ગં સાં, સાં ની પ, ગ મ પ ની સાં, ની પ, ગ મ ગ, સા.

## ખંબાવતિ.

આ એક ખમાજ થાટનો અતિ મધુર રાગ છે. વાદી સા, સંવાદી મ છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. એમાં અવરોહ કરતી વખતે હમેશાં ગમસા આવે છે, તે પરથીજ એ રાગ ઓળખાય છે. અવરોહમાં પ વક્ર છે, જેમકે ધપધમ.

## ખંબાવતિનું રૂપ.

સા રે મ પ ધ, પ ધ સાં ની ધ પ, ધ મ ગ મ સા; સા ગ મ ગ મ સા, રે મ પ ધ, પ ધ મ, ગ મ સા; સા ગ મ, પ ધ મ, સાં ની ધ, પ ધ મ, ગ મ સા; મ પ ની સાં, ની ની સાં, સાં રેં ગં સાં, સાં ની ધ, ધ ધ ની પ ધ સાં ની ધ પ ધ મ. ગ મ સા.

## દુર્ગા અને રાગેશ્રી.

આ બંન્ને રાગો અપ્રસિધ્ધ છે. આપણે બીલાવલ થાટમાં મલ્લાર અંગનો દુર્ગા શીખ્યાં, તેનાથી નિરાળોજ આ ખમાજ અંગનો દુર્ગા રાગ, ખમાજ થાટમાં આવે છે. બીલાવલ થાટના દુર્ગામાં ગની સ્વરો વર્જ હતા. ને આ દુર્ગામાં રેપ વર્જ છે. વાદી ગ, સંવાદી ધ, અને રાતના બીજા પ્રહરે ગવાય છે.

રાગેશ્વરી ઓડવ પાડવ છે. આરોહમાં રેપ, ને અવરોહમાં પ વર્જ છે. વાદી મ, સંવાદી સા છે, ને રાતના બીજા પ્રહરે ગવાય છે. આ રાગ પ્રસીધ્ધ નથી, પણ બાગેશ્રી નામે એક રાગ, કાફી થાટમાં છે, તે ઘણો પ્રસીધ્ધ ને લોકપ્રીય છે. તે બાગેશ્રી ને આ રાગેશ્રીમાં માત્ર ગંધારનોજ ફરક છે. બાગેશ્રી કાફી થાટમાં હોવાથી એમાં ગ ની કોમળ છે, તે જો ગ તીવ્ર કરીને ગાય તો રાગેશ્રી થશે.

## સોરટ અને દેશ.

સોરટ અને દેશ, એ બંન્ને રાગો અકેકની ઘણા નજીક છે. સોરટ ઓડવ–સંપુર્ણ છે, ને આરોહમાં ગધ વર્જ છે. અવરોહમાં મ પરથી મીંડમાં રે પર આવતાં ગંધાર ગુપ્ત રીતે લાગી જાય છે. વાદી રે, સંવાદી ધ છે, ને રાતના બીજા પ્રહરની આખેરીએ ગવાય છે. સોરટ અને દેશનો આરોહ ઘણી વેળા એકસરખોજ ગવાય છે, જેમકે સા રે મ પ ની સાં, પણ અવરોહમાં સોરટમાં ની ધ પ મ રે સા થશે, જ્યારે દેશમાં ની ધ પ મ ગ રે ગ સા એવી રીતે થશે, જેથી એ બંન્ને રાગો નિરાળા ઓળખી શકાશે.

દેશ સંપુર્ણ છે, વાદી રે સંવાદી પ છે, ને રાતના બીજા પ્રહરની છેવટે ગવાય છે.

સોરટની પકડ=સા રે મ પ ની સાં–ની ધ, મ પ, ધ મ રે.

દેશની પકડ=સા રે મ પ ની ધ પ, ની સાં ની ધ પ, મ ગ રે ગ, સા રે મ પ, ની ધ પ.

## સોરટનું રૂપ.

સા રે મ પ મ રે સા, ની સા રે મ રે, પ મ રે, મ પ ધ મ રે, રે સા, ની સા રે સા, ની ધ પ, ની સા, રે મ રે, મ પ ધ મ રે સા, રે મ પ, ની ધ પ, મ પ ધ મ રે સા, સા રે મ પ, ની સાં, ની ની સાં, સાં ની ધ પ, ધ મ રે સા.

## દેશનું રૂપ.

સા રે મ પ, ની ધ પ, પ ધ પ મ, ગ રે ગ સા, રે રે મ પ ની ધ પ, ની સાં, ની ધ પ, ધ ની ધ પ, મ પ ધ, મ ગ રે ગ સા, રે મ પ, ની ધ પ; મ પ ની સાં, ની સાં રે સાં, ની ધ પ, ની સાં, ની ધ પ, મ ગ રે ગ સા રે મ પ, ની ધ પ.

## તીલક કામોદ.

એ રાગ ખમાજ થાટમાં છે, ને ઘણો મધુર લાગે છે. એમાં રે વાદી, પ સંવાદી છે, ને રાતના બીજા પ્રહરને છેડે ગવાય છે. એમાં સા રે ગ, સા ની એ સ્વરો ઘણા જાણીતા છે, ને તેપરથીજ એ રાગ ઓળખાય છે.

પકડ=પ ની સા રે ગ સા, રે પ મ ગ, સા રે ગ, સા ની.

## તીલક કામોદનું રૂપ.

સા ની સા, પ ની સા રે ગ સા, રે પ મ ગ. સા રે ગ, સા ની, પ ની-સા રે ગ સા; રે ગ મ પ, ગ મ પ, ધ મ ગ, રે પ મ ગ, સા રે ગ, સા ની; ધ મ, પ ગ, મ રે, પ મ ગ રે, સા રે ગ, સા ની, પ ની સા રે ગ, સા ની-પ ની, સા રે ગ સા; મ મ પ ની સાં, ની સાં રે સાં, ની ધ મ પ, ધ મ ગ, રે પ મ ગ, સા રે ગ, સા ની, પ ની સા રે ગ, સા.

## જયજયવંતી.

આ સોરટ અંગનો રાગ છે. કોઇકો કહે છે કે એમાં ગૌડ, બીલાવલ, અને સોરટ એમ ત્રણ રાગો મળે છે. એમાં રે વાદી, પ સંવાદી છે, ને લગભગ મધરાતને સુમારે (રાતના બીજા પ્રહરને છેડે) ગવાય છે. આ રાગમાં એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી બાબદ એ છે કે એ રાગ ખમાજ થાટમાં હોવા છતાં એમાં કોમળ ગંધાર લેવાય છે, ને તે આવી રીતે આવશે.—રે ગ રે સા. એમાં બંન્ને ગ ની, તથા બાકીના શુધ્ધ સ્વરો છે. એનો અંત્રો મ મ પ ની સાં એમ સોરટ માફકજ આવશે.

પકડ=રેગરેસા, નીધપ પપરેરે. (રેપની સંગતી હમેશ દેખાશે.)

**જયજયવંતીનું રૂપ.**

સારેરે, ગગમગરેસા, રેગરેસા, નીધપ પપરેરે. ગમ, ગમરેસા. નીસારેસા. રેગરેસા, રેનીસા, રેરે, ગમપ, ગમરેસા. નીસા રેગરેસા નીધપ. પપરેરે ગમરેસા, નીનીધપ, મપમરેગરે સાંનીધપ, નીધપ ધમરે. પગમપ, રેગરે નીસા.

**ગૌડ મલ્લાર.**

આ એક સહેલો ને સાધારણ રાગ છે. એમાં ગૌડ અને મલ્લાર બંન્ને રાગોનું મીશ્રણ છે ગૌડનુ અંગ રેગરેમગ છે, ને મલ્લારનું અંગ મપધસાંધપમ છે, માટે એ બન્ને મળીને આ રાગ થાય છે. મ વાદી છે. આરોહમાં ની દુર્બલ છે. કોમળ ની આ રાગમાં ઝાઝો આવતો નથી, તેથી કોઇકો એને શંકરાભરણ થાટમાં પણ માને છે. એ વરસાદની રૂતુમાં ગવાય છે. મલ્લારના બીજા ઘણા પ્રકાર છે, જેમાંના કેટલાક આપણે આગળ જતાં જોઇશું. ગૌડ મલ્લાર આવી તરાંહથી ગવાશે—રેગરેમગરેસા, રેગરેગ મપમગ, મરેમમપ, મપધસાં ધપમપમ, રેગરેમગરેસા.

**ગારા.**

આ એક આધુનીક પ્રકાર છે, તેથી એને ધુન કહે છે. સા વાદી, ને મ સંવાદી છે, ને કોઇપણ ટાઇમે ગવાય છે. એ રાગ મંદ્ર અને મધ્ય સ્થાનમાંજ શોભે છે. આ રાગ ધ્યાનમાં રાખવાની એક યુકિત એવી છે કે મંદ્ર મ ને સા કલ્પીને મધ્યમ સુધીના ક્ષેત્રમાં આરોહ યમનના સ્વરોથી કરવો, ને અવરોહ ઝીંઝોટીના સ્વરોથી કરવો. એમાં ગની કોમળ તથા તીવ્ર બંન્ને આવશે.

**ગારાનું રૂપ.**

સાગમ, રેગરેસા, નીસા રેસા, ધનીધ, મમધનીસા રેનીસા, ગમપ, ગમ, રેગરેનીસા, નીસાધનીધ, નીસા, ગમપ, ગમ, રેગરેનીસા; ગમ, ગમ, રેગરે, પમ, રેગરે, નીસા રેગરે, ધનીપધ મપગમ રેગરેનીસા, પધનીસા, રેગરેનીસા.

---

# પ્રકરણ ૯ મું.

## ભૈરવ થાટના રાગો.

હવે આપણે ભૈરવ થાટના રાગો લઇશું. ભૈરવ થાટના સ્વર સા રે ગ મ પ ધ ની. આવા છે, એ તમો જાણો છો, એટલે એ થાટના દરેક રાગોમાં રે ધ કોમળ ને બાકીના શુધ્ધ સ્વરો આવશે.

## ભૈરવ.

ભૈરવ રાગ મોટો ને અતિ ગંભીર છે. તે સહવારે પ્રાતકાળે ગવાય છે. એ સંપુર્ણ છે. ભૈરવ થાટનો એ આશ્રય રાગ છે. વાદી ધ, સંવાદી રે છે. એમાં રે ધ સ્વરો અજબ ખુબીથી ગવાય છે, તે પરથીજ એ રાગ ઓળખાય છે. ભૈરવના ઘણા પ્રકાર છે, જેમકે બંગાલ ભૈરવ, આનંદ ભૈરવ, વગેરે.

## ભૈરવનું રૂપ.

સારે રે સા, ધ્ સા, રે સા, મગ રે રે સા, ધ્ ધ્ ની સા, મ ગ રે, ગ રે રે સા ની સા, પ મ ગ રે સા, ધ ધ પ, મ પ મ ગ રે, ગ મ પ મ ગ રે રે સા; ધ ધ પ મ પ, ની ધ પ મ પ, મ ગ રે, પ મ ગ રે રે સા; ની સા ગ મ પ ધ ની સાં, સાં ની ધ ધ પ, મ પ મ ગ મ ગ રે રે સા, ની સા ધ્ ધ્ ની સા રે રે સા ની સા.

## ભૈરવના બીજા પ્રકારો.

ભૈરવમાં ની વર્જ કરીને ષાડવ રૂપ ઉત્પન્ન કરીને અવરોહમાં ગ વક્ર કરવો ( ગમરેસા ) એટલે બંગાલ ભૈરવ થશે.

ભૈરવના રૂપમાં બંન્ને ગંધાર નિષાદ ( કોમલ તીવ્ર ) લેવાથી શીવમત ભૈરવ થશે. એ બન્ને પ્રકારમાં ધ વાદી રે સંવાદી છે.

ભૈરવ અને બીલાવલ મીક્ષ કીધાથી આનંદ ભૈરવ થાય છે. એમાં સા વાદી, મ સંવાદી છે.

ભૈરવ અને કાફી મીક્ષ કીધાથી અહીર ભૈરવ થાય છે, ને ભૈરવ ને ભૈરવી મીક્ષ કીધાથી હીજાજ થાય છે, ઉપલા સર્વે પ્રકારો પ્રાતકાળેજ ગવાય છે.

## રામકલી.

એ રાગ, ભૈરવ જેવોજ છે, પણ ભૈરવના જેટલો ગંભીર નથી. વળી ભૈરવ જેટલો મંદ્રસ્થાનનો જાસ્તી પ્રયોગ આમાં થતો નથી, તથા મગરે, સા વગેરે સ્વરોની સુંદર ગંભીર મીંડ આમા નથી, તેથી તે ભૈરવથી નિરાળો ઓળખી શકાય છે. વળી એમાં ભૈરવના સ્વરો ઉપરાંત કોમળ ની તથા તીવ્ર મં પણ આવે છે, જે નીચે પ્રમાણે ખુબીથી લેવાય છે. નીસગમપ, ધધપ, મંપધનીધપ, મગમ, રેરેસા.

રામકલીમાં વાદી પ, સંવાદી સા છે, ને પ્રાતકાલે ગવાય છે. જાતિ સંપુર્ણ છે.

રામકલીનો એક બીજો પ્રકાર, ઓડવ સંપુર્ણ છે. પણ તે અપ્રસીધ્ધ હોવાથી આપણે તો આ સંપુર્ણ રામકલીજ કરીશું. તે અપ્રસીધ્ધ પ્રકારમાં આરોહમાં મની વર્જ કરે છે.

### રામકલીનું રૂપ.

સાગમપ, ધધપ, મગમ, રેરેસ; ધધપ, મંપધનીધપ, મગમ, રેસા મગમ, ધધપ, પમંપ, ગમરે, સા; સામગમધધપ, મંપ ધનીધપ, મગમરે, સા; ગમપ, ધ, નીસાં, પધનીસાં, રેંરેંસાં, નીસાંનીધપ, મંપધનીધપ, ગમરે, સા.

## ગુણકી.

ગુણકીમાં ગની વર્જ હોવાથી એ ઓડવ રાગ છે. એ ભૈરવ થાટમાંથીજ નીકળે છે, તે કહેવાની જરૂર નથી. ધ વાદી, રે સંવાદી છે, ને પ્રાતકાળે ગવાય છે.

બીલાવલ થાટમાં કલ્યાણને બીલાવલના મીશ્રણથી જે એક પ્રકાર થતો હતો. તેને પણ ગુણકલી નામ હતું. આ ગુણકીને પણ કોઇકો ગુણકલી કહે છે. પણ તે બીલાવલ પ્રકારથી આ તદન જૂદોજ રાગ છે.

### ગુણકીનું રૂપ.

સારેરેસા, ધધસા, રેસા, મરે, પમરે, સા; ધધપપ, મપમ, રેરેસા; મપધસાં, ધધસા, રેંરેંસાં, ધસાંધધપ, મપમરે, સા.

## જોગ્યા.

જોગ્યા રાગ, ગુણક્રીની નજીકનો છે. એમાં આરોહમાં ગ ની વર્જ ને અવરોહમાં માત્ર ગંધારજ વર્જ છે, એટલે એ ઓડવ—પાડવ રાગ કહેવાશે. એમાં વાદી કોઇ સા માને છે, ને કોઈ મ માને છે. એમાં સા મ પ એ ત્રણે સ્વરો મહત્વના છે. વખત પ્રાતકાળનોજ છે.

### જોગ્યાનું રૂપ.

મ રે સા, રે મ પ, મ પ ધ મ, રે સા, મ પ ધ પ ધ મ, રે મ રે સા, ની ધ પ ધ મ ની ધ મ રે સા, રે રે સા, ધ પ ધ સાં ની ધ પ, મ પ ધ મ, રે સ; મ પ ધ સાં, રેં સાં મં રેં સાં, રેં સાં ની ધ પ, સાં ની ધ પ, મ પ ધ મ, રે રે સા.

## સાવેરી.

સાવેરી પણ જોગ્યાની નજીકનોજ રાગ છે. એને કોઇકો દક્ષીણનો જોગ્યા કહે છે. એ ઓડવ—સંપુર્ણ છે. ને આરોહમાં ગ ની સ્વરો વર્જ છે. અવરોહમાં ગંધાર લેવાતો હોવાથી એ જોગ્યાથી જૂદો થઈ શકશે. પણ એ બંન્ને રાગો જુદા દેખાડવામાં ઘણી કુશળતા જોઇશે, મ પ ધ સાં રે સાં, એવી રીતે જોગ્યા તથા સાવેરી બંન્નેમા આવશે પણ અવરોહ કરતાં જોગ્યામાં ધ મ રે સા આવશે, જ્યારે સાવેરીમાં તેમ ન કરતાં ધ પ મ ગ રે સા આવશે સાવેરીમાં વાદી સા, ને સંવાદી પ છે, પણ કોઇકો પંચમને પણ વાદી માને છે. ગાવાનો વખત પ્રાતકાળનોજ છે. એ રાગ ઝાઝો પ્રસીધ્ધ નથી. તે નીચે મૂજબ ગવાય છે.

રે સા. ધ ધ રે સા, પ મ પ મ ગ રે સ રે મ પ ધ મ પ. રે મ પ, ધ ની ધ પ, મ પ ધ પ, મ ગ રે સા; પ પ ધ સાં, રે સાં, રે સાં ની ધ ની ધ પ, મ પ ધ પ, મ પ, મ ગ રે સા.

## બીભાસ.

બીભાસમાં "મ ની" સ્વરો વર્જ હોવાથી ઓડવ છે. બીલાવલ થાટમાં મની વર્જ કરવાથી દેશકાર થયો હતો. તેજ દેશકારમાં જો રેધ સ્વરો કોમળ કરે તો બીભાસ રાગ થશે. એમાં ધ વાદી, ગ સંવાદી છે; ને પ્રાતકાળે ગવાય છે.

### બીભાસનું રૂપ.

ધ ધ પ પ, ગ પ ધ પ, ગ રે સા, સા રે સા, ગ પ ધ–પ, સ રે ગ પ ધ ધ પ, ગ પ ધ પ, ગ રે સા; રે રે સા, ગ પ ધ ધ સાં, ધ ધ પ, રેં સાં ધ ધ પ, ગ પ ધ સાં ધ પ, ગ પ ધ ધ પ, ગ પ ધ પ ગ રે સા.

## પ્રભાત.

આ સંપુર્ણ રાગ છે, પ્રાતકાળે ગવાય છે. ને મ વાદી. સા સંવાદી છે એ ભૈરવ અંગે ગવાય છે. એમાં તીવ્ર મં થોડા પ્રમાણમાં લેવાય છે. કોમળ મનું મહત્વ ઘણું છે, તીવ્ર મ લલત અંગે લેવાય છે. મ ગ મ પ ધ પ, મ રે, ગ મ મં, ગ મ ગ રે સા એવી રીતે મ લેવાય છે.

## કાલીંગડો.

આ એક સહેલો ને સાધારણ રાગ છે. એ સંપુર્ણ છે; વાદી સંવાદી કોઈ પ સા માને છે, ને કોઈ ધ ગ માને છે. પાછલી રાતે એ ગાવાનો વખત છે. પ્રચારમાં ઘણી વેળા "પરજ" સાથે કાલીંગડો મીક્ષ કરીને ગાય છે. ને ત્યારે તેમાં બંન્ને મધ્યમ લે છે. એ રાગ મધુર છે, પણ ભૈરવ જેવો ગંભીર નથી. વળી ભૈરવની માફક રે ધ સ્વરોને આંદોલન ન દેતાં વચ્ચે વચ્ચે પંચમ ચમકતો રાખ્યો હોય તો એ ભૈરવથી નીરાળો. થઈ શકશે.

## કાલીંગડાનું રૂપ.

મ પ ધ પ. મ ગ, મ મ પ પ, ધ ધ પ ધ મ પ, મ ગ રે સા, ધ પ ધ મ પ, મ ગ મ પ ધ મ, ગ મ રે ગ, પ ધ પ, ગ મ ગ, ની સાં ની ધ પ મ પ ધ પ, મ ગ, ની સા ગ મ પ, સાં ની ધ પ, મ પ ધ પ મ ગ, ગ મ પ ધ પ મ ગ મ ગ રે સા.

ની સા ગ મ પ પ, સાં રેં સાં ની ધ પ, મ પ ધ પ મ ગ; ની સા ગ મ, રે ગ મ પ, ગ મ ધ ધ પ પ ગ મ, ની ધ, સાં ની ધ પ, મ પ ધ પ ગ મ ગ; ની ની ધ પ, ધ ની સાં રેં સાં ની ધ પ, મ મ પ પ, ધ ધ પ પ, ગ મ પ ધ પ મ, ગ મ ગ રે સા.

## દેશગૌડ.

આ રાગ ઓડવ છે, ને ગમ સ્વરો વર્જ છે. એ બે તરાહથી ગવાય છે. એક ભૈરવ અંગે, ને બીજો શ્રી અંગે. ભૈરવ અંગે ગવાય ત્યારે ધ વાદી ને રે સંવાદી થશે, ને શ્રી અંગે ગવાય ત્યારે રે વાદી ને પ સંવાદી થશે. ભૈરવ અંગે આવી રીતે ગવાશે. સા રે સા, પ ધ ની સાં, સાં ની ધ ધ પ, ની ધ ધ પ રે સા ને શ્રી અંગે આવી રીતે ગવાશે. સા રે સા, રે રે પ પ, ધ ની સાં, સાં ની ધ પ, રે પ પ, રે રે સા. એ રાગ પ્રસીધ્ધ નથી.

### મેઘરંજની.

આ રાગ પણ અપ્રસીધ્ધજ છે. એમાં પધ સ્વરો વર્જ છે, તેથી તે ગાવાનો મૂસ્કેલ છે. એમાં તાન ઝાઝી લઈ શકાતી નથી, કારણ મ અને ની વચ્ચેનો ગાલો મોટો છે. વાદી મ, સંવાદી સા છે. તીવ્ર મં વીવાદીના નિયમે કોઈવાર એમાં લેવાય છે. તે નીચે મૂજબ છે. ની રે ગ મ, ગ રે ગ મ, ની સાં રેં સાં, ની સાં, મ ગ મ, ગ રે સા.

### સૌરાષ્ટ્ર ટંક.

ભૈરવ, કાલીંગરા, ને લલત રાગો મીક્ષ કરવાથી સૌરાષ્ટ્ર થાય છે. એમાં વાદી સા સંવાદી મ છે, ને સહવારે પ્રાતકાળે ગવાય છે. એમાં ભૈરવ અંગ મુખ્ય છે. એ રાગ અપ્રસીધ્ધ છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### પુર્વી થાટના રાગો.

કલ્યાણ, બીલાવલ, ખમાજ, ને ભૈરવ થાટના રાગો કર્યા પછી હવે આપણે પુર્વી થાટના રાગો લઈશું. પુર્વીને ગ્રંથમાં કામવર્ધની કહે છે, તે આગળ કહેવામાં આવ્યું છે. પુર્વી થાટના સ્વરો સા રે ગ મં પ ધ ની એમ રે ધ કોમળ, મં તીવ્ર, ને બાકીના શુધ્ધ સ્વરો છે, માટે એ થાટના સર્વે રાગોમાં એજ સ્વરો આવશે.

### રાગ પુર્વી.

પુર્વી થાટનો આશ્રય રાગ પુર્વી છે. એ ઘણો પ્રસીધ્ધ છે ને સંપુર્ણ છે. વાદી ગ, સંવાદી ની છે, ને સાંજને વખતે ગવાય છે. એમાં બન્ને મ આવે છે.

પકડ=ની સા રે ગ, મ ગ, પ ધ મં પ, ગ મ ગ.

### પુર્વીનું રૂપ.

ગ રે સા, ની રે સા, ની સા રે ગ, મ ગ, રે ગ, રે સા, ની રે સા; ગ રે સા, ની ની સા રે ગ, મ રે ગ, ની રે ગ મ ગ, મં મ ગ મ ગ, ની રે ગ, મં ગ રે સા;

પ મં ગ મ ગ, રે ગ મં ધ મં ગ રે સા; ની રેં ની ધ પ મં પ, ની ધ પ મં પ, ધ મં પ, મં ગ મં ગ, ધ મં ગ, મ ગ રે સા; ગ મં ધ મં સાં નો રે સાં, ની રેં ગં રેં સાં, રે ની ધ પ મં ધ ની ધ ની ધ પ મં પ મં ગ મ ગ, ની રે ગ મં ધ મં ગ રે સા.

## શ્રી રાગ.

એ રાગ ઓડવ-સંપુર્ણ છે, ને આરોહમાં ગધ વર્જ છે. એ ઘણો પ્રસીધ્ધ ને જૂનો રાગ છે. વાદી રે, સંવાદી પ છે, ને સાંજે "સનસૅટ"ના ટાઇમે ગવાય છે. તે નીચે મુજબ છે.

## શ્રી રાગનું રૂપ.

રે રે સા ની સા, રે રે સા, ની રે ગ રે સા. મં ગ રે, ગ રે સા, રે રે પ પ, મં ધ પ, મ ગ રે ની ધ પ મં ગ રે રે, પ મં ગ રે, ગ રે સા, ની રે સા; મ પ ની સાં રેં ની ધ પ, મ ધ મ ગ રે ગ રે સા.

## ગૌરી.

પ્રચારમાં ગૌરી રાગ સંબંધી બહુ મતભેદ છે, કેમકે એ ઘણીક જુદી જુદી રીતે ગવાય છે. એ પુર્વી થાટમાં છે, એટલે રેધ્ર કોમળ તો આવશેજ. મં તીવ્ર છે, પણ કોઈ પ્રકારમાં કોમળ તીવ્ર બંન્ને લેછે. તો વળી કોઈ પ્રકારમાં માત્ર કોમળ મ પણ લેછે. એમાં આરોહમાં ધગ વર્જ કરવાનો નિયમ છે. પણ પ્રચારમાં ઘણી વેલા એ નિયમ તુટેલો દ્રષ્ટીએ પડશે. એના કેટલાક પ્રકાર સંપુર્ણ પણ છે. લગભગ છ સાત જુદા જુદા પ્રકારે ગૌરી ગવાય છે. તેમાં શ્રી અંગ પ્રકાર, પુર્વી અંગ પ્રકાર, પુર્યા અંગ પ્રકાર કાલીંગડા અંગ પ્રકાર વગેરે છે. સાધારણ રીતે ઘણા લોકો કાલીંગડા અંગે ગૌરી ગાય છે તે સંપુર્ણ છે, વાદી રે સંવાદી પ છે, ને સાંજે ગવાય છે.

## ગૌરીનું રૂપ.

સા ની ધ ની, રે ગ રે, મ ગ રે સા રે ની ની સા; મ ગ મ ધ પ મ, રે ગ રે, સા ની ધ ની રે ગ રે મ ગ રે સા રે, ની સા. મ મ ગ મ, પ ધ પ, ની ધ પ, મ મ, સા રેં, મ ધ પ મ રે ગ ગ રે, સા ની ધ ની વગેરે.

## રેવા.

પુર્વી થાટમાં મની વર્જ કરવાથી રેવા રાગ થાય છે. એ ઓડવ છે. વાદી ગ, સંવાદી ધ, ને સાંજે ગવાય છે. એ અપ્રસીધ્ધ છે. પ ગ, પ ગ રે સા રે ગ, પ ધ પ સા, સા રે સા, સા રે ગ, પ ગ રે સા એવી રીતે ગવાય છે.

## માલવી.

એમાં આરોહમાં ની. ને અવરોહમાં ધ તદન દુર્બલ છે. કોઇ તો કહે છે આરોહમાં ની ને અવરોહમાં ધ તદન વર્જ કરવા. એ રાગ શ્રી અંગથી ગવાય છે. વાદી રે, સંવાદી પ છે, ને સાંજે ગવાય છે.

## માલવીનું રૂપ.

પ ગ રે રે સા, ગ મં ગ રે ગ, મં ધ સાં, સાં ની પ, ગ મં ગ રે સા, રે રે સા, રે ગ રે સા, પ ગ, રે ગ મં ગ રે સા; સા રે ગ મં ગ, મં ધ સાં, રેં ગં રે સાં સાં ની પ, મં ધ રે સાં ની પ ગ પ ગ રે સા.

## ત્રીવેણી ને ટંકી.

આ બંન્ને રાગો ઝાઝા પ્રસીધ્ધ નથી. એ બંન્ને એકેકની બહુ નજીક છે. બંન્ને ષાડવ રાગો છે, ને મ બંન્નેમાં વર્જ છે. બંન્ને રાગો ગાવાનો વખત પણ સાંજનોજ છે. ફરક માત્ર એટલોજ કે ત્રીવેણીમાં રે વાદી છે, જ્યારે ટંકીમાં પ વાદી છે. ત્રીવેણી આવી રીતે ગવાય છે=રે સા, ગ પ ગ રે સા રે રે પ, ધ પ, સાં ની ધ પ, ગ પ ગ રે સા, ટંકી આવી રીતે ગવાય છે=ગ રે સા, પ પ ગ રે, ગ પ ગ રે સા, રે ગ પ પ, ધ પ ની ધ પ, ગ પ ગ રે સા, ગ ગ પ પ.

## પુર્યા ધનાશ્રી.

એ પુર્વી રાગની નજીકનો રાગ છે. પુર્વીમાં બંન્ને મધ્યમ આવે છે, જ્યારે આમાં એકજ તીવ્ર મં આવશે. વાદી પ, સંવાદી રે છે, ને સાંજે ગવાય છે. એમાં મંરેગ, અને રેં ની ધ પ એ એની એક નાહની પકડજ ગણાય છે. એ સંપુર્ણ છે.

પકડ=ની રે ગ, મં પ ધ પ, મં ગ. મં રે ગ. ધ મં ગ રે સા.

## પુર્યા ધનાશ્રીનું રૂપ.

પ પ, મં ધ પ, મં ગ મં રે ગ, સા ગ મં ધ મ, ગ રે સા; ની રે ગ રે ગ, પ પ મં ધ પ. મં પ ની ધ પ, મં ગ, મં રે ગ, મં ધ ની રેં ની ધ પ, મં ગ, મં રે ગ, મં ધ મ ગ રે સા; મ ગ મ ધ પ સાં. રેં સાં, સાં ની ધ, રેં ની ધ પ, મં પ, મં ગ, મં રે ગ, રે રે સા.

## જેતશ્રી.

આ રાગ ઘણાજ થોડા લોકો જાણે છે, ને તે કવચીતજ સાંભળવામાં આવે છે. એ ઓડવ-સંપુર્ણ છે, ને આરોહમાં રે ધ વર્જ છે. ગ વાદી, ની સંવાદી છે, ને સાંજે ગવાય છે.

## જેતશ્રીનું રૂપ.

ની સા ગ મં પ ધ મં પ, મં ગ, ધ મ ગ રે સા; ની સા ગ રે સા, ગ પ, મં ધ પ, મં ગ પ મં ગ રે સા; મં ગ મં ધ પ, સાં, ની રેં સા. ગં રેં સાં, મં ગ, પ મં ગ રે સા.

## દીપક.

આ રાગની એક એવી કથા છે કે અસલના વખતમાં તાનસેન જેવા મોટા ગવૈયાઓ જ્યારે આ રાગ ગાતા, ત્યારે દીવા પોતાની મેળે સળગી જતા. આવો ચમત્કાર હમણા થતો નથી. કેટલાકો એમ માને છે કે તે અસલનો દીપક રાગ તો નષ્ટ થયો છે. એથી એ ઘણાખરા લોકો હાલમાં ગાતા નથી. એટલે એ અપ્રસીધ્ધ જેવોજ છે. દીપક રાગ પુર્વી થાટમાં માન્યો છે ને તેમાં આરોહમાં રે, અને અવરોહમાં ની વર્જ છે, વાદી સા સંવાદી પ છે, ને સાંજે દીવા થવાના ટાઇમે ગવાય છે.

## પરજ.

એ રાગ સંપુર્ણ છે. એમાં બંન્ને મધ્યમ આવે છે. વાદી સા, સંવાદી પ છે, ને રાતના છેવટના પ્રહરે ગવાય છે. એ સહેલો રાગ છે. એની ગતી ચપલ છે; એમાં સાં રેં સાં રે ની ધ ની, તથા મં પ ધ પ ગ મ ગ એ સ્વર સમૂદાય રાગવાચક કહેવાય છે.

## પરજનું રૂપ

ની સા ગ મ ગ, મં ધ ની સાં ધ ની સાં ની ધ પ, ગ મ ગ, ની સા ગ મ ગ, ની ધ પ, મં પ ધ પ ગ મ, રે સા; મં ધ મં ધ ની ની સાં, સાં રેં સાં રેં ની ધ ની, મં ધ સાં ની ધ પ, મં પ ધ પ ગ મ ગ.

## બસંત.

એના બે પ્રકાર છે. એકમાં પ વર્જ કરીને ધ તીવ્ર લે છે, બીજા પ્રકારમાં સંપુર્ણ માને છે. આપણે પુર્વી થાટમાં વસંત માન્યે છીયે, તેથી તેનો ધ કોમળ છે. આરોહમાં પ લેવાનો નથી, કારણ પ નો જાસ્તી પ્રયોગ થતાં પરજ રાગ ઉત્પન્ન થવાનો સંભવ છે. પરજના જેવો બસંત ચપલ ગતિનો નથી, પણ ગંભીર છે. રેં ની આરોહમાં દુર્બલ છે. એમાં બંન્ને મધ્યમ લલત અંગે લેવાય છે. મં ધ રેં સાં, ની ધ પ એટલાજ સ્વરો બરાબર રીતે ગાવાથી રાગ સ્પષ્ટ થશે. વાદી સા, સંવાદી પ. વસંત રૂતુમા એ ગવાય છે.

### બસંતનું રૂપ.

સાં ની ધ પ, મં ગ મં ધ રેં રેં સાં, સાં ની ધ ની ધ પ, મં ગ મં ગ, રે રે સા, ની સ મ મ, ગ, મં ધ સાં, રેં સાં, ની રેં ગં રેં સાં, રેં ની ધ પ, મં ધ સાં ની ધ પ, મં ગ મં ગ, મં ધ રેં રેં સાં.

---

## પ્રકરણ ૧૧ મું.

### મારવા થાટના રાગો.

હવે આપણે મારવા થાટના રાગો લઇશું. મારવાને શાસ્ત્રમાં ગમનશ્રમ કહયો છે. એના સ્વરો સા રે ગ મં પ ધ ની છે, એટલે મારવા થાટના દરેક રાગોમાં તેજ સ્વર આવશે.

### રાગ મારવા.

મારવા થાટનો આશ્રય રાગ મારવા છે. એમાં પ વર્જ્ય હોવાથી એ પાડવ છે. રે વાદી, ધ સંવાદી છે, ને તે સાંજે ગવાય છે.

### મારવાનું રૂપ.

ધ, મં ગ રે, ગ મં ગ રે સા, ની રે ની ધ મં ધ સા, ની રે ની ધ, ની રે ગ, મં ધ મં, ની ધ મં, રેં રેં ની ધ મં ગ રે, ધ ધ મં ગ રે સા, ગ ગ મં ધ સાં, રેં રેં સા, ની સા રેં રે, ની રેં ની ધ, મં ધ ની ધ મં ગ, મં ગ રે સા.

### પુર્યા.

આ ગંભીર અને મોટો રાગ છે. પ વર્જ્ય છે, એટલે પાડવ છે. ગ વાદી, ની સંવાદી છે. સાંજના બતીને ટાઇમે ગવાય છે. એ મંદ્ર સપ્તકમાં વધુ ગવાય છે.

### પુર્યાનું રૂપ.

ગ રે સા, ની રે સા, ની રે ની ધ મં ધ ની રે સા, ની રે ગ, રે ગ રે ની રે સા, સા, ની ધ ની મં ગ, મં ધ ની રે સા; ગ, ગ મં ગ, ગ મં ધ ગ મં ગ. ની મં ગ ધ ગ મં ગ, ની રે ગ, ની રેં સા; ગ ગ મં ધ સાં, ની રેં સાં, ની રેં ગં, ની રેં સાં, ની રે ની ધ, મં ગ મં ગ, ની રે સા.

## દીનકી પુર્યા.

ઉપલા પુર્યા રાગને રાતનો પૂર્યા કહે છે, કેમકે "દીનકી પૂર્યા" નામનો એક બીજો રાગ છે, જે પૂર્વ કલ્યાણ પણ કહેવાય છે. તે સંપૂર્ણ છે; વાદી ગ સંવાદી ની છે, ને સાંજે ગવાય છે. તે નીચે મુજબ છે.

સા રે ગ મં પ ધ ની ધ સાં—સાં ની ધ પ મ ગ રે સા.

## જેત.

એમાં મની વર્જ હોવાથી ઓડવ છે. વાદી ગ, સંવાદી સા છે. ધ દુર્બલ છે. એ ઝાઝો પ્રસીધ્ધ નથી. તે આ મૂજબ ગવાય છે. સા ગ પ, ગ રે સા, ગ પ ગ, ગ રે પ ધ ગ, પ ગ રે સા વખત સાંજનો છે.

## માલીગૌરા.

પુર્યા ને શ્રી રાગનો આ એક મીક્ષ પ્રકાર છે એ ષાડવ-સંપુર્ણ છે, ને આરોહમાં પ વર્જ છે. રે વાદી પ સંવાદી છે. એના એક બીજા પ્રકારમાં કોમલ ધ આવે છે, ને ત્રીજા એક પ્રકારમાં બંન્ને ધ આવે છે. આપણે અંહી મારવા થાટમાં એને ગણેલો હોવાથી એક તીવ્ર ધ નોજ પ્રકાર કરીશું. તે આ મુજબ છે.

મ ગ રે સા, ની રે સા, ની રે ની, પ મં ગ, મં ધ સા, ની રે ગ રે સા રે પ પ, મં ધ પ, મં ધ મ ગ, રે સા.

## વરાટી.

એ સંપુર્ણ છે. ગ વાદી ધ સંવાદી, ને સાંજે ગવાય છે. એ પણ પ્રસીધ્ધ રાગ નથી. તે આ મુજબ છે.

ની રે ગ, પ ધ ગ, મં ગ રે ગ, મં ગ રે સા—મં ધ સાં, રેં ની પ ધ ગ, મ ગ રે સા.

## સોહની.

આ પ્રસીધ્ધ ને અતિ મધુર રાગ છે, તેમજ સહેલો પણ છે. એ મધ્ય અને તાર સપ્તકમાંજ શોભે છે, જ્યારે એને મળતોજ પુર્યા રાગ મંદ્ર સપ્તકમાં શોભે છે, એ ષાડવ છે, ને પ વર્જ છે. આરોહમાં રે દુર્બલ છે. રાતના છેવટના પ્રહરે એટલે પાછલી રાતે એ ગવાય છે. ધ વાદી ગ સંવાદી છે.

## સોહનીનું રૂપ.

મં ધ ની સાં, રેં સાં ની ધ, ગ, મં ધ ની સાં, રેં રેં સાં ની સાં, ગં, મં ગં રેં સાં ની સાં ની ધ, મં ધ ની સાં ની ધ, મં ગ, મં ગ રે સા, ની સા ગ, મં ધ ની સાં.

## લલત.

એ ષાડવ છે, ને પ વર્જ છે. આરોહમાં ની દુર્બલ છે. એમાં બંન્ને મધ્યમ સાથે લેવાય છે. વાદી મ, સંવાદી સા છે, ને પાછલી રાતે ગવાય છે.

## લલતનું રૂપ.

ની રે ગ મ, ગ મ મં મ ગ મ ગ, ની રે ગ, રે ગ રે સા, ની રે ગ મ; મં મ ગ, ગ મં ધ, મં ધ મં મ ગ, ગ મં ધ ની રેં ની ધ મં મ ગ મ ગ, ની રે ગ ની રે સા, ની રે ગ મ; ગ, મં ધ સાં, ની રેં સાં. રેં ની ધ, મં મ ગ મ ગ, રે ગ રે સા, ની રે ગ મ.

## પંચમ.

આ હીંડોલ ને લલતનો મીક્ષ પ્રકાર છે. આરોહમાં રે પ વર્જ ને અવરોહમા પ વર્જ છે. લલત અંગ એમાં મૂખ્ય છે. વાદી સા, સંવાદી મ છે. વખત પાછલી રાતનો.

સા, ગ, મં ધ સાં, સાં ની ધ, મં ધ મં ગ, મં ગ રે સા, સા મ, મ ગ, મં ધ ની ધ, ની મં ધ, સાં.

પંચમના બીજા ત્રણ ચાર જૂદા જૂદા પ્રકારો પણ છે, પણ તે ઝાઝા પ્રસીધ્ધ નથી.

## બીભાસ.

મારવા થાટમાં પણ બીભાસ નામે એક રાગ છે. એ સંસ્કૃત ગ્રંથોમાં નથી. એમાં ધ વાદી છે, ને પ્રાતકાળે ગવાય છે. આરોહમાં ની દુર્બલ છે. એ પણ પ્રસીધ્ધ નથી.

ઉપલા રાગો ઉપરાંત મારવા થાટમાં ભટીયાર ને ભંખાર નામે બીજા બે રાગો છે, પણ તે તદન અપ્રસીધ્ધ છે, ને કદાચજ કોઇ મોટા વિદવાન ગાયકનેજ આવડે છે.

---

# પ્રકરણ ૧૨ મું.

## કાફી થાટના રાગો.

હવે આપણે કાફી થાટના રાગો કરીશું. કાફી થાટના સ્વરો સા રે ગ મ પ ધ ની છે, માટે એ થાટના સર્વે રાગોમાં એમજ ( ગ ની કોમળ, ને બાકીના શુધ્ધ સ્વરો ) આવશે.

### રાગ કાફી.

કાફી થાટનો આશ્રય રાગ કાફી છે. એ સંપુર્ણ છે. ૫ વાદી, ને સા સંવાદી છે, ને કોઈપણ ટાઇમે ગવાય તો મધુર લાગે છે એમાં ગ ની કોમળજ છે, પણ કોઇવાર બંન્ને ગની ( કોમળ તીવ્ર ) લઇને પણ ગવાય છે. એમાં ઠુમરી ટપ્પા વગેરે સહેલાં ગીતો હોય છે.

### કાફીનું રૂપ.

સા રે ગ, મ પ, મ પ ગ, રે સા, સા રે ગ, મ પ, ની, ધ પ મ ગ, રે સા રે ગ, મ પ મ પ ધ ની સાં ની ધ પ, મ પ ગ, રે સા રે ગ, મ પ; મ મ પ ધ ની ની સાં, રેં ગં રેં સાં સાં ની ધ પ, મ પ ગ, રે સા રે ગ, મ પ.

### સીંધવી.

એમાં આરોહમાં ગની વર્જ, ને અવરોહ સંપુર્ણ છે. સા વાદી, ૫ સંવાદી છે.

### સીંદુરા.

સીંધવી ને કાફી મીશ્ર કીધાથી સીંદુરા થાય છે. એમાં આરોહમાં ગ વર્જ, ને અવરોહ સંપુર્ણ છે. વાદી ૫, સંવાદી સા છે, ને કોઈપણ ટાઇમે ગવાય છે. તે નીચે મુજબ છે.

મ પ ની સાં—રેં ગં રેં સાં—ની ધ પ મ ગ, રે સા.

### ધનાશ્રી.

એમાં આરોહમાં રેધ વર્જ, ને અવરોહ સપુર્ણ છે. ૫ વાદી, સા સંવાદી છે, ને દીવસના ત્રીજા પ્રહરે ગવાય છે. તે આ મુજબ છે.

ની સા ગ મ પ, ધ પ, ની ધ પ, ગ, મ ગ રે સા.

## ભીમપલાસી.

એમાં આરોહમાં રેધ વર્જ, ને અવરોહ સંપુર્ણ છે. વાદી મ, સંવાદી ની છે, ને દીવસના ત્રીજા પ્રહરે ગવાય છે. એ ઘણો પ્રસીધ્ધ ને લોકપ્રીય રાગ છે.

## ભીમપલાસીનું રૂપ.

ની સા, મ ગ રે સા, ની સા, ની ધ પ, મ પ ની સા, ની ની સા, ની સા, મ, મ, ગ મ પ, મ પ ની ધ પ, મ પ ગ, મ ગ રે સા; પ મ ગ મ પ ની સાં, ની સાં મં ગં રેં સાં, સાં, ની ધ પ, મ પ ગ મ પ, ની ધ પ મ પ ગ, મ ગ રે સા.

## ધાની.

એ ઓડવ છે. રેધ વર્જ છે. ગ વાદી, ની સંવાદી છે, ને દીવસના ત્રીજા પ્રહરે ગવાય છે. તે આ મૂજબ છે.

ની સા ગ મ ની પ, સાં ની પ મ ગ, સા.

## અહીરી.

એ સંપુર્ણ છે. મ વાદી. સા સંવાદી છે, ને દીવસના ત્રીજા પ્રહરે ગવાય છે. એમાં બંન્ને ગ ધ ( કોમળ ને તીવ્ર ) આવે છે. તે આ મુજબ ગવાય છે.—

સા, રે ગ, મ પ, ધ ની સાં—સાં ની ધ પ, મ, પ ધ મ, રે ગ સા, રે ગ મ, રે ગ સા.

## બાગેશ્રી.

આ ઘણો મધુર રાગ છે. એમાં વાદી મ, સંવાદી સા છે, ને મધરાતે ગવાય છે. આરોહમાં પ વર્જ છે. ( કોઇવાર કોઈ આરોહ અવરોહ બંન્નોમાં પ વર્જ કરે છે.)

## બાગેશ્રીનું રૂપ.

રે સા, ની ધ ની સા, મ ગ, મ ગ રે સા ધ ની સા; મ ધ ની ધ મ, ગ, મ ગ રે સા; ગ મ ધ ની સા, ધ ની સાં, રેં સાં, ની સા ગં, મં ગં રેં સાં ની ધ, મ ધ ની ધ પ મ ગ, મ ગ રે સા.

## માલગુંજ.

એમાં આરોહમાં રે પ, ને અવરોહમાં પ વર્જ છે. મ વાદી સા સંવાદી છે, ને મધરાતે ગવાય છે. તે આ મુજબ છે. સા મ, ગ રે સા, ની ધ ની, સા ગ મ. એમાં બંન્ને ગંધાર છે. એ ઝાઝો પ્રસીધ્ધ નથી.

### બહાર.

બાગેશ્રી, અડાણા, ને મલ્લાર મીશ્ર કરવાથી બહાર રાગ થાય છે. એમાં આરોહમાં રે, ને અવરોહમાં ધ વર્જ છે. મ વાદી, સા સંવાદી છે, ને વસંત રૂતુમા એ ગવાય છે. ની સા ગ, મ પ ગ મ, ધ, ની સાં, રેં ની સાં ની ધ ની પ, મ પ ગ, મ, ધ, ની સાં એ માફક ગવાય છે.

### સારંગ.

એ ઓડવ છે, ને એમાં ધ ગ સ્વરો વર્જ છે. એમાં બંન્ને ની લઇને ( આરોહમાં તીવ્ર ને અવરોહમાં કોમળ ) ગાય તો બીંદ્રાબની સારંગ કહેવાય છે, ને ફકત એક કોમળ ની લઇનેજ ગાય તો મધમાદ સારંગ કહેવાય છે. રે વાદી, પ સંવાદી છે, ને બપોરી મધ્યાને ગવાય છે.

### સારંગનું રૂપ.

ની સા રે રે, સા ની પ, ની સા, રે રે મ રે, પ મ રે રે, સા; ની સા રે મ પ, ની પ, મ પ ની સાં ની પ, મ પ ની સ રેં રેં સં ની પ, મ પ ની પ, મ પ મ રે રે, પ મ રે રે, સા; મ પ ની સાં, ની સાં રેં રે, સાં, ની સાં રે મં રે રે સાં, રેં ની સાં ની પ, મ પ ની સાં ની પ, મ પ રે મ પ મ રે રે, પ મ રે રે, સા.

એ ઉપરાંત સારંગના બીજાબી અનેક પ્રકારો છે, જેવા કે સામંત સારંગ, સુર સારંગ વગેરે. પણ તે ઝાંઝા પ્રસીધ્ધ નથી.

### લંકાદહન.

આ એક સારંગ અને કાનડાનો મીક્ષ્ડ પ્રકાર છે. આરોહમાં ગ ધ વર્જ, ને અવરોહમાં ધ માત્ર વર્જ છે. બપોરી મધ્યાને ગવાય છે. વાદી રે, સંવાદી પ છે. તે નીચે મુજબ ગવાય છે.

સા રે મ રે, મ પ ની સાં, ની પ, રે મ રે, સા ની સા, ગ, મ રે; સા.

### શુધ્ધ મલ્લાર.

એ ઓડવ છે, ને એમાં ગ ની વર્જ છે. મ વાદી, સા સંવાદી છે, ને વરસાદની રૂતુમા ગવાય છે. એની પકડ નીચે મૂજબ છે.

મ પ ધ સાં, ધ પ મ, સા રે મ.

## મીયાં મલ્લાર.

કાનડા ને મલ્લાર મીક્ષ કીધાથી મીયાં મલ્લાર થાય છે. આરોહ સંપુર્ણ, ને અવરોહમાં ધ વર્જ છે. મ વાદી, સા સંવાદી છે, ને વરસાદની રૂતુમાં ગવાય છે.

ની સા રે મ, રે રે સા, ની સા ની પ, મ પ ની ધ ની ધ, ની ની સા, રે ની સા, ગ મ રે સા; પ મ પ ની ધ, ની ની સાં, રેં ની સાં, ની પ, મ પ, ગ મ રે સા.

## પીલુ.

આ રાગ પ્રસીધ્ધ, લોકપ્રીય, ને અતિ મધુર છે. એમાં ઠુમરી, દાદરા, વગેરે સહેલાં ગીતો આવે છે, ને મોટા ખ્યાલ હોતા નથી, તેથી કેટલાકો એને ધુન કહે છે. એમાં કોમળ તીવ્ર બધા બારે સુર લઈ શકાય છે. વાદી ગ, સંવાદી ની છે, ને ગાવાનો વખત જો કે દીવસનો ત્રીજો પ્રહર છે, તો પણ કોઇબી ટાઇમે ગાવાથી મધુર લાગે છે.

## પીલુનું રૂપ.

ગ, રે સા, ની સા, ગ, રે ગ, રે ની સા, ની ધ પ મં પ ની સા, ગ, રે ગ રે ની, ની સા; ગ મ પ, ગ–રે ની સા; ની સા ગ મ પ ધ પ, મં પ ગ મ પ ધ પ, ગ––રે ની સા; મ પ ની સાં, ગં, રે ની સાં, સાં ની ધ પ મ પ ગ, રે ની સા.

## જંગલા.

પીલુ ને જીંજોટીને મીક્ષ કરવાથી જંગલા થાય છે. વાદી રે, સંવાદી પ છે. કોઇપિણ વખતે ગવાય છે. નીચે મુજબ છે.

સા ની ધ પ, ધ સા, રે ગ રે; રે ગ મ પ, ગ મ પ ગ રે, રે ગ, સા રે, ની સા.

## બરવા.

એમાં ગ ધ ની બંન્ને (કોમળ તીવ્ર) આવે છે. રે વાદી, પ સંવાદી છે. કોઇપણ ટાઇમે ગવાય છે.

પકડ=સા, રે ગ સા; રે મં પ ધ મ પ, ની સાં, સાં ની ધ પ, મ પ,
રે ગ રે, ની સા.

બરવા, જંગલા, પીલુ વગેરે રાગોની ગણના મોટા રાગોમાં થતી નથી. એમાં ઠુમરી, ગઝલ, પદ, ભજન વગેરે સહેલાં ગીતો હોય છે.

તેમજ કાફી, ખમાજ, પીલુ વગેરે અનેક રાગો મીક્ષ કરીને સહેલાં ગીતો ગાય છે, તેને જીલ્લા કહે છે.

### કાફી થાટના બીજા અપ્રસિદ્ધ રાગો.

કાફી થાટમાં ઉપલા રાગો ઉપરાંત બીજા ચાર અપ્રસિધ્ધ રાગો પણ છે, તેના નામો પટમંજરી, પટદીપકી, હંસકંકની, દેવસાખ છે. પણ આ રાગો તદન અપ્રસિધ્ધ હોવાથી તેનું વર્ણન અંત્રે આપ્યું નથી. એ ઉપરાંત કાનડાના પણ કેટલાક પ્રકાર ( જેવાકે હસીની કાનડાં, નાયકી કાનડા વગેરે ) કાફી થાટનાં આવે છે, તે પણ ઝાઝો પ્રસીધ્ધ ન હોવાથી અંત્રે તેનું વર્ણન આપ્યું નથી.

---

## પ્રકરણ ૧૩ મું.

### અશાવરી થાટના રાગો.

અશાવરી થાટમાં સા રે ગ મ પ ધ ની એમ ગ ધ ની કોમળ, ને બાકીના શુધ્ધ સ્વરો છે, એટલે એ થાટના રાગોમાં એજ સ્વરો આવશે, અશાવરીને શાસ્ત્રમાં નટ ભૈરવી કહી છે.

### રાગ અશાવરી.

અશાવરી થાટનો આશ્રય રાગ અશાવરી છે. એ ઓડવ–સંપુર્ણ છે, તેથી આરોહમાં ગ ની સ્વરો વર્જ છે. વાદી ધ, સંવાદી ગ છે, ને દીવસના બીજા પ્રહરે ગવાય છે. એ ઘણો મધુર છે.

### અશાવરીનું રૂપ.

મ પ ધ, પ, મ પ ગ, રે સા, સા રે મ પ ધ મ પ, ની, ધ. પ, મ પ ધ મ પ ગ, રે સા, મ પ ધ ધ સાં. ધ સા રે ગં રેં સાં, ધ પ, મ પ ની ધ પ, મ પ ધ મ પ ગ, રે સા.

### જૌનપુરી અથવા જીવનપુરી.

એ તદન અશાવરી જેવોજ રાગ છે. જૌનપુરી અને અશાવરીમાં ફરક એટલોજ કે અશાવરી ઓડવ—સંપુર્ણ હોઇને આરોહમાં ગ ની વર્જ છે, જયારે જૌનપુરી ષાડવ—સંપુર્ણ હોઇને આરોહમાં માત્ર ગંધારજ વર્જ છે; તથા જૌનપુરીમાં આરોહમાં નિખાડ જરા ચઢાવીને ગાય છે. એ બંન્ને રાગોની અસ્તાઇ સરખીજ આવશે, પણ અંત્રામા જૌનપુરીમા મ પ ધ ની સાં એમ ગવાશે, જયારે અશાવરીના અંત્રામા મ પ ધ સાં આવશે.

## દરબારી કાનડા.

આ અતિ ગંભીર ને મોટો રાગ છે. એ અશાવરી થાટમાંથી નીકળે છે, વાદી રે, સંવાદી પ છે, ને મધરાતે ગવાય છે. એનો ગંધાર ઘણો ખુબીથી હાલતો રહે છે.

## દરબારીનું રૂપ.

ની સા, રે રે, સા, ની સા, ધ ધ ની સા, રે ની સા, ધ ધ ની પ, મ પ ધ ની પ, મ પ સા, ની ની સા, રે રે સા; સા રે ગ ગ મ, રે રે સા; મ પ ધ ધ ની પ, મ પ ગ ગ, સા રે, સા; મ પ ધ ધ ની સાં, ધ ની સાં, રેં ની સાં, ગં ગં મં રેં રેં સાં, રેં ની સાં ધ ધ ની પ, મ પ ગ ગ ગ, સા રે રે, સા.

## અડાણા કાનડા.

આમાં પણ દરબારીનાજ સુર છે, પણ એ દરબારી જેવો ગંભીર નથી. તેમજ એનો ગંધાર દરબારીના જેવો હાલતો નથી. વળી દરબારી મધ્ય ને મંદ્ર સ્થાનમા વધારે ગવાય છે, જ્યારે અડાણા મધ્ય ને તાર સપ્તકમાં વધારે ગવાય છે. અડાણામાં સાં વાદી, પ સંવાદી છે, ને મધરાતે ગવાય છે. કોઇકિ લોકો અડાણામા તીવ્ર ધૈવત લે છે, ને તેને કાફી થાટમાં માને છે. પણ સાધારણ રીતે તો અડાણામા કોમળ ધૈવતજ લેવાય છે. આરોહમાં ની ચઢાવીને ગવાય છે. એ રાગ, સારંગ અંગે ગવાતો હોવાથી એમાં ગંધાર દુર્બલ છે. તે નીચે મુજબ સહેલી રીતે ગવાય છે.

સા રે મ પ, ધ ની સાં, રેં નીં સાં, ધ ની પ, મ પ ગ મ રે સા.

## કૌશીક કાનડા.

માલકોશ ને ધનાશ્રી મીક્ષ કીધાથી કૌશીક થાય છે. એ રાગ જરા ભારી છે, ને ઘણો પ્રસીધ્ધ નથી. એ ઓડવ– સંપુર્ણ છે, ને આરોહમાં "રે પ" વર્જ છે. મ વાદી, સા સંવાદી છે, ને મધરાતે (કાનડા ગાવાના વખતે) ગવાય છે. તં નીચે મૂજબ ગવાય છે

ની સા મ, ગ મ સા, ની સા મ, પ ગ, મ ગ રે સા, મ ધ ની સાં ની ધ મ, મ ધ ની ધ મ, પ ગ, મ ગ રે સા.

## દેવગંધાર.

દેવગંધાર રાગ ઝાઝો પ્રસીધ્ધ નથી. એમાં આરોહમાં ગ ધ વર્જ, ને અવરોહ સંપુર્ણ છે. વાદી ધ, સંવાદી ગ છે, ને દીવસના બીજા પ્રહરે ગવાય છે.

## દેશી.

આ રાગ પણ ઘણો પ્રસીધ્ધ નથી. એ પણ ઓડવ—સંપુર્ણ છે, ને આરોહમાં "ગ ધ" વર્જ છે. પ વાદી, રે સંવાદી છે, ને દીવસના બીજા પ્રહરે ગવાય છે. આરોહમાં ની ચઢાવીને ગાય છે.

## દેશીનુ રૂપ.

ની સા રે મ પ ગ, રે ની સા, રે, પ મ પ ગ રે ની સા; મ પ ની ધ ની પ, મ પ ગ, રે ની સા, મ પ સાં, ની સાં, ની સા રેં સાં, ની ધ ની પ, મ પ, ની ધ ની પ, મ પ ધ પ, મ પ ગ, રે, ની સા રે મ પ, ગ, રે ની સા. (એમાં બંન્ને ધૈવત આવે છે.)

## સીંધ ભૈરવી.

આ રાગ સહેલો છે, ને સંપુર્ણ છે. એમાં કોઇ પ વાદી ને સા સંવાદી માને છે, ને કોઇ ધ વાદી ને ગ સવાદી માને છે. એમાં બંન્ને ધૈવત આવે છે. દીવસના બીજા પ્રહરે એ ગવાય છે.

પકડ=પ ગ રે ગ, સા રે ની સા, ધ પ ધ સા, ની ધ પ.

## ખટ રાગ.

અશાવરી થાટમાં ઉપલા રાગો ઉપરાંત એક ખટ નામે રાગ છે, તે ૭ રાગોના મીશ્રણથી ઉત્પન્ન થયલો કહેવાય છે. એમાં રે ગ ધ ની બંન્ને (કોમળ તીવ્ર) આવે છે. ધ વાદી, ગ સંવાદી છે, ને દીવસના બીજા પ્રહરે ગવાય છે. એ રાગ અપ્રસીધ્ધ છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## ભૈરવી થાટના રાગો.

હવે આપણે ભૈરવી થાટ લઇશું. ભૈરવીમાં સા રે ગ મ પ ધ ની એમ બધા કોમળ સુર છે, એટલે એ થાટના રાગોમાં તેજ સ્વરો આવશે.

## રાગ ભૈરવી.

ભૈરવી થાટનો આશ્રય રાગ ભૈરવી છે. એ સંપુર્ણ ને સહેલો છે પણ ઘણો મધુર લાગે છે. એમાં વાદી મ, ને સંવાદી સા છે. ગાવાનો વખત જો કે સહવારનો છે, પણ કોઇપણ ટાઇમે ગવાય છે.

### ભૈરવીનું રૂપ.

ગ, સા રે સા, ધ ની સા રે ની સા, ગ રે ગ, સા રે સા, ની સા ગ મ પ, ધ પ, ની ધ પ, ગ મ ગ રે સા; ધ મ ધ ની સાં, રેં સાં, ગં, સાં રેં સાં ની ધ પ, ગ પ, ની ની ધ પ, મ ગ રે સા રે ની સા.

### માલકોશ.

ભૈરવી થાટમાં રે પ વર્જ્ય કરવાથી માલકોશ થાય છે. એ મોટો ને ગંભીર રાગ છે. મ વાદી, સા સંવાદી છે, ને રાતના ત્રીજા પ્રહરે ગવાય છે.

### માલકોશનુ રૂપ.

ની સા મ, ગ મ સા, ની સા, ધ ની સા, મ મ, ગ, ગ મ ધ મ, ગ મ ધ ની ધ મ, ગ મ સા, ધ ની સા, મ ગ; ગ મ ધ ની સાં, ધ ની સાં, ગં સા, ગં મં સાં, ની સાં, ધ ની ધ મ, ગ મ ધ મ, ગ મ સા, ધ ની સા, મ ગ.

### ભુપાલ.

ભૈરવીમાં મ ની વર્જ્ય કરવાથી ભુપાલ થાય છે. એનો વાદી ધ, સંવાદી ગ છે, ને દીવસના બીજા પ્રહરે ગવાય છે. એ રાગ પ્રસિધ્ધ નથી. તે આ પ્રમાણે ગવાય છે.—ગ પ ધ સાં–સાં ધ પ, ધ ગ રે સા.

### શુધ્ધ અશાવરી.

તદન અશાવરી માફકજ આ રાગ ગવાય છે, પણ એમાં રે કોમળ આવે છે, તેથી એ ભૈરવી થાટમાં આવે છે. એ ઘણો સુંદર લાગે છે. અશાવરીનાજ રૂપમાં રેખબ કોમળ લઇને ગાશો તો શુધ્ધ અશાવરી થશે. માટે એનુ જુદું રૂપ અંત્રે આપવાની જરૂર નથી.

---

## પ્રકરણ ૧૫ મું.

### તોડી થાટના રાગો.

તોડી યાને વરાળી થાટમાં સા રે ગ મં પ ધ ની એમ રે ગ ધ કોમળ ને મં તીવ્ર છે, માટે એ થાટના રાગોમાં એજ સ્વરો આવશે. દશ થાટમાનો આ તોડીનો થાટ છેલ્લોજ છે.

## રાગ તોડી.

તોડી થાટનો આશ્રય રાગ તોડી છે. એ સંપુર્ણ છે. વાદી ગ ને સંવાદી ધ છે. કોઈ એથી ઉલટું યાને ધ વાદી, ને ગ સંવાદી માને છે. દીવસના બીજા પ્રહરે એ ગવાય છે.

## તોડીનું રૂપ.

સા રે ગ, રે ગ, રે સા. ની સા, ધ ની સા રે ગ. મં પ મં ગ, રે ગ, રે સા; મં પ ધ પ, ની ધ પ, મં ધ મં ગ, રે ગ રે સા; મં ધ ની સાં–ગં રે સાં, રેં ની ધ પ, મં ધ ની સાં, ની ધ પ, મં પ ધ મં ગ, રે ગ. રે સા.

ઉપલાં તોડીના રૂપમાંથી પંચમ વર્જ કરે, તો ગુર્જરી તોડી થાય છે. એ ઉપરાંત તોડીના બીજા પણ કેટલાક પ્રકાર છે, પણ તે અપ્રસિધ્ધ છે.

## મુલતાની.

તોડીનાજ સ્વરો મુલતાનીમા પણ છે. એ બંન્ને રાગો એકેકની નજીકનાજ છે. મુલતાનીમાં પ વાદી, સા સંવાદી છે, ને તે દીવસના ચોથા પ્રહરે ગવાય છે. વળી તોડીના અંત્રામાં હમેશાં મં ધ ની સાં આવે છે. જ્યારે મુલતાનીમા મં પ ની સાં આવે છે. કેમ કે આરોહમાં "રે ધ" વર્જ છે.

## મુલતાનીનુ રૂપ.

ની સા મં ગ રે સા, ની સા ગ મ પ, ગ મ પ, મં ગ મં ગ રે સા; ગ મં પ ની સાં, ગં રેં સાં, પ ની સાં ની ધ પ, ગ મ પ ની ધ પ, ગ મ પ, મં ગ મં ગ રે સા.

તોડી અને મુલતાની બંન્નેમાં ગંધાર કોમળજ છે, પણ તે બંન્ને ગાવામાં જુદા પડે છે, કેમ કે મુલતાનીમાં ગંધાર ઉપરથી યાને મં ગ એવી રીતે મંનો કણ લાગીને આવે છે, જ્યારે તોડીનો ગંધાર અતિ કોમળ છે. એવા રાગો ને સ્વરો માત્ર ચોપડીમાંથી વાંચીનેજ કરવા કરતાં એકવાર કાને બરાબર ગાતાં સાંભળીને પછીજ કરવા.

---

# મારી તરફના છેવટના બે બોલ.

આ ચોપડી લખીને પ્રગટ કરવાનુ મારૂં કામ પાર પાડવા માટે પ્રથમ તો હું તે બારે હકતાલાના હઝારો હઝાર શુક્ર કરૂં છું.

મે "ગાયન ઉત્તેજક મંડળી"ના કલાસમાં, આપણા માનવંત પંડીત વી. એન. ભાતખંડેના હાથ હેઠળ, તથા હમારા માનવંત ઉસ્તાદ ગણુપતિબુવા ભીંવલડીકરના હાથ હેઠળ, જે સંગીતની તાલીમ લીધી હતી, તેના પરીણામે, તથા પંડીત ભાતખંડેનીજ થીયરી બુકસની મદદથી હું આજે આ ચોપડી લખી શકી છું. ને તે માટે હું એઓનો જેટલો ઉપકાર માનુ એટલો ઓછો છે.

સંગીતની ઉન્નતિ માટે પંડીત ભાતખંડે તનમન ધનથી જે શ્રમ ઉઠાવી રહ્યા છે, તે માટે એવણને ખરેજ ધન્યવાદ ઘટે છે. એવણે સંગીત માટે જે જે કર્યું છે, તે ન કર્યું હોત, તો આજે આપણું દેશી સંગીત ઘણુંજ પછાત રહ્યું હોત. ને હું પાક પરવરદેગાર પાસે હાથ જોડીને દુવા માગું છું કે તે કીરતાર, એ ભલા, પરગજુ. નેક ગ્રહસ્થને પૂર તંદરોસ્તી સાથે લાંબા આયુષ્ય બક્ષે. કે જેથી એવણ હજી પણ સંગીતની ઉન્નતિ માટે વધુ કાર્યો કરી શકે. અને આપણે ઇચ્છી શું કે આપણો ભારત દેશ એવા અનેક "ભાતખંડેઓ" મેળવવા ભાગ્યશાલી થાય, કે જેથી આપણું દેશી સંગીત જે અસલના જમાનામા ઘણુંજ આગળ વધેલું હતું, પણ પાછલથી તેની દુર્દશા થઇને તદન પડી ભાંગ્યું હતુ, તે એવા અનેક "ભાતખંડેઓ"ના શ્રમથી ફરી પાછું ચઢતી સ્થીતિએ મેળાય. આમીન !

છેવટે, સંગીતની થીયરી સમજાવવાની મારી આ અદના કોશેશ, સંગીત શીખનારાંઓને કાંઇપણ ફાયદાકારક ને મદદરૂપ થઈ પડશે, તો હું મારો શ્રમ સફળ થયલો સમજીશ.

આ ચોપડીમાં મારી કાંઇપણ ભૂલચુક થઈ હોય, તો તે પર મારૂં ધ્યાન ખેંચવામાં આવશે, તો હું તેની ઉપકારી થઇશ, કે જેથી બીજી આવૃતિ વખતે તે ભૂલ સુધારવાનુ પણ બની શકશે.

લી૦ ખોરશેદ તી. આર. મુલ્લાં.